ॐ

श्री मन्महागणाधिपतये नमो नमः ॥

# वेदसनातनस्वधर्म.

चातुर्वर्ण्योद्धारक.

શ્રીમત્ ભાગવતના સારાંશ રૂપ

# श्री सनातन धर्म भास्कर.



પ્રકાશક.

કીંમત રૂ. ૦-૬-૦ હરીલાલ મગનલાલ ભટ્ટ.

અમદાવાદ.

"વિજયપ્રવર્ત્તક" પ્રિન્ટીંગ પ્રેસ.

ૐ શ્રીગણેશ ગુરૂવે નમોનમઃ

# श्री वेद सनातन स्वधर्म.

## श्री गायत्री पुरश्चर्णालय (त्र) स्वानंदोद्भव बुद्धिस्थान वेद विद्यालय (पुस्तकालय) श्री गणपति मंदिर–

ग्रंथांक १५. लुणावाडा.

શ્રીમદ્ ભાગવતના સારાંશરૂપ

चातुर्वर्ण्योद्धारक.

# श्री सनातन धर्म भास्कर ॥

ૐકાર પંચાયતન પરબ્રહ્મ પરમાત્મા (શ્રી ગણેશ. શિવ. વિષ્ણુ. સૂર્ય અને શક્તિ) ના ઉપાસકોના પરમકલ્યાણાર્થે.

વૈષ્ણવ બંધુઓના પ્રેમાગ્રહથી.

લેખક–श्री संस्थान द्वारकाक्षेत्र शारदापीठना ब्रह्मनिष्ठ ब्रह्मचारी श्री पूर्णानंदस्वरूप माहाराज.

પ્રકાશક — તિર્થ સ્વરૂપ રા.રા. મગનલાલ હરગોવીંદ ભટના સ્મર્ણાર્થે.
રા. રા. હરીલાલ મગનલાલ ભટ. અમદાવાદ.

અમદાવાદ—"વિજય પ્રવર્તક" પ્રેસ.

સંવત ૧૯૬૧. પ્રત ૧૦૦૦ આવૃત્તી ૧ લી.

મુલ્ય. રૂ. ૦-૬-૦

ॐ

॥ ॐ कृषिर्भूवाचकः शब्दो नश्च निर्वृत्तिवाचकः ॥
॥ तयोरैक्यं परं ब्रह्म कृष्ण इत्यभिधीयते ॥ गो. पू. ॥

"કૃષિ્" અર્થાત્ કૃટ્ભૂમિઃ એટલે સર્વના આધાર ભૂત. સગુણ અને "નઃ" શબ્દથી શુદ્ધ સ્વરૂપ (નિર્ગુણ) એમ સગુણ નિર્ગુણ બંન્ને શબ્દોની સમાનતાને પ્રતિપાદન કરનાર આ "કૃષ્ણ" એમ પરમાત્મા પરબ્રહ્મનેજ કહે છે.

॥ बहुनां जन्मनामन्ते ज्ञानवान्मां प्रपद्यते ॥
॥ वासुदेवः सर्वमिति स महात्मा सुदुर्लभः ॥ यो शि०

બહુ જન્મોના અન્તમાં જ્ઞાનવાન પુરૂષો મને પામે છે. અને તેવા પોતે સર્વ વ્યાપક વાસુદેવને જાણનાર મહાત્મા અત્યંત દુર્લભછે.

॥ रमन्ते योगिनोनन्ते नित्यानन्दे चिदात्मनि ॥
॥ इति रामपदेनासौ परं ब्रह्माभिधीयते ॥ रा. पू०

જે ચૈતન્ય સત્તા યોગિઓના હૃદયમાં સદા રમ્યા કરે છે. એવા અનન્ત નિત્યાનંદ અને ચિદાત્મન પરમાત્માનેજ "રામ" આ પદ વડે પરબ્રહ્મજ કહેવાય છે.

॥ विज्ञान सारथि र्यस्तु मनः प्रग्रहवान्नरः ॥
॥ सोऽध्वनः पारमाप्नोति तद्विष्णोः परमं पदम् ॥कठ०॥

વિજ્ઞાન ( વિદ્યા બુદ્ધિ ) જેનો સારથી છે. અને જેણે મનરૂપી લગામની વાગ હાથમાં પકડી છે. તેવો પુરૂષ પરમાત્મા પરબ્રહ્મ વિષ્ણુના પરમપદને પામે છે.

ॐ

શ્રી પરમાત્મા સ્વરૂપ શ્રી સનાતન ધર્મોપદેશક
શ્રી બ્રહ્મવર્યોત્તમ શ્રી વેદ શાસ્ત્ર સંપન્નશ્રી
સકલગુણગણાલંકૃત શ્રીમત્ વલ્લભા
ચાર્ય કુલદિપક શ્રીમત્ શ્રી ૧૦૮
શ્રી ગોસ્વામિ માહરાજ

**श्री देवकोनंदनाचार्य**

મહારાજ.

શ્રી આચાર્ય વર્ય પ્રમાણભૂત

સત્ શિષ્યોના પરમ કલ્યાણાર્થે પરમાર્થ

ઉપદેશકર્ત્તા શ્રી દેવકીનંદન ( શ્રીકૃષ્ણ ) ના ચરિતામૃત પાન પ્રવાહથી આ ગુર્જરી ધરાને દિપાવતા, ત્રીવિધતાપ શોષથી તૃષિત દ્વિજાતિઓના હૃદય કમલને સદ્ગુરૂ સ્વરૂપે શાન્તિદાતા આપને આ શ્રી...રૂ भागवत ના સારાંશ રૂપ આ ( **सनातन धर्म भास्कर** ) પુષ્પમાળા પ્રેમપૂર્વક સમર્પણ છે...

આપનો.

**હરિલાલ મગનલાલ ભટ્ટ.**

**અમદાવાદ.**

ૐ

# દેહાભિમાન ટાળવા જીવાત્મા પ્રત્યેનો સદ્‌બોધ

## મનમાયાના ઘડનારારે એ રાગ.

જીવ શાને દેહાભિમાન ધારેરે, કાળક્ષણુમાં આ દેહને સંહારે;
નથી છોડયા કો રંક રાય ભારે રે, કાળક્ષણુમાં. ટેક.

ઇન્દ્રજાળ માયાની રચના આ કાયા, આકાશમાં ગંન આકારે;
પાંચ ભૂત બંગલો અજબ રચાગો, જડતા મિથ્યાના વિચારે રે. કાળ. ૧
રૂધિર માંસ મેદ કેરી લુખી આ કાયા, હાડ ચામકેરા શ્રંગારે;
ચતુઃઅંતઃકરણુ દશદ્વાર બંગલો. પાંચ માળ કોપના વિસ્તારેરે. કાળ ૨
પચરંગી રંગથી રંગીઓ આ બંગલો, રંગ ભંગ થાતાં ના વારે;
મોહ મદ કપટ ભર્યો જીવ મ્હાલે, મમતાના બંધને ધારે રે. કાળ. ૩
અહં છક છાકી ફરે જીવ બ્હાવરો, ન્હોય તારૂં મંદિર વિચારે;
ગુરૂ ચર્ણુ શર્ણુમાં વિચાર પ્રેમી બંધવા, ભાસે અવિદ્યા અવિચારે રે.
કાળ૦ ૪
ભોગ વૈભોગમાં રચ્યો પચ્યો દેહ આ, જ્હેનો આયુષ આધારે;
લાખ શાખ બાંધનાર ખાખ થતાં દીઠો, લેતાં સ્મશાન ઉતારે રે.
કાળ. ૫
સત્ય કર્ત્તવ્ય ભુલ્યો નરદેહિ, આ દેહનો મોહ ઉતારે;
પૂર્ણાનંદ સ્વરૂપ ઘટઘટમાં, આત્મારામને ઉચ્ચારે રે. કાળ. ૬

---

ૐ શ્રી સચ્ચિદાનંદાય.

**આત્મ બંધુઓ ! ! !**

આધુનીક કાલ પ્રવાહમાં અનેક પુસ્તકો બાહાર પડતાં દ્રષ્ટિ ગોચર થાય છે. તત્વજ્ઞાન દ્રષ્ટિની સંપૂર્ણ કલામય આત્મ બુદ્ધિના પરમ વિચારો શિવાયની યોજનાએ અનેક તર્ક વિતર્ક ઉત્પન્ન થતા ભાસે છે. અને તેથી **સનાતન ધર્મ** ના મુળ સિદ્ધાંતો ચાતુર્વર્ણ્ય પ્રજાના હ્રદયમાંથી સુકાતાજ ચાલે છે. જેમ જેમ કલિયુગનો એક એક દિવસ વધતો જાય છે. તેમ તેમ **સનાતન** ધર્મની કોઇ કોઇ કલા વિહલાતીજ જાય છે. અને તે આવી રીતે થયા છતાં પણ અનંત એષણાઓ રૂપ પટાંતરની આડ આવવાથી પોતાને સમજાતી નથી. અર્થાત્ વિલય થતી **સનાતન** ધર્મની સ્થિતી–અધર્માચરણ મર્યાદાના સેવનથી સમજાતી નથી.

તેમાં વળી. ચાતુર્વર્ણ્યનો એકજ **સનાતન** ધર્મ સ્વસિદ્ધાંત છતાં મત પંથાદીકના વાડા બાંધનારાઓએ ખીંચાખીંચ કરી મુકી છે. અને તેથી વિશેષ મર્યાદા ભ્રષ્ટ થતીજ ચાલે છે.

**સનાતન** ધર્મના **પ્રકાશકો** તથા સ્વદેશાભિમાન ધારણ કરનાર ઉત્સાહિ પુરૂષો ગુર્જરી પ્રજાને સત્ય ધર્મમાર્ગ સમજાવવાનો પ્રયત્ન કરતાજ ચાલ્યા ગયા છે–અને ચાલ્યાજ જાય છે—તેમ કોઇ એક કાળ પર્યંત ચાલ્યા પણ જશે–છતાં અવિદ્યા બુદ્ધિના પ્રવાહમાં અંજવાયેલા મૃગ સમાન આત્મ બંધુઓ–જે પરમાર્થ ધર્મ વિચાર તરફ પોતાની સુદ્રષ્ટિ સ્થીર કરતા નથી એ ખેદકારક છે. અફસોસ ! ! !

અધર્માચરણમાં પ્રિયતા સમજાવનાર આ કલિયુગે પોતાની પ્રપંચ યુક્ત ગતિને સંસારીક દુર્વાસનામય પ્રસરાવી છે. બંધુઓ ! ! !

સત્ય અને પરમ મોક્ષરૂપ આ **સનાતન** ધર્મમતિની સુવાસીક શ્રેણી પ્રવાહ બંધ થશે તો **અનાવૃષ્ટિને** ટેકો મળશે-દુષ્ટ રોગોનું બળ વધશે-**દેહાત્મ** બુદ્ધિની વૃદ્ધિ થશે-**કામ** ક્રોધાદીકની સામ્રાજ્યતા પ્રકાશશે-**વર્ણશંકરતાની** ઉન્નતિ થશે—દુખદાઇ **પરતંત્રતા** વૃદ્ધિ પામશે-**સનાતન** ધર્મ **લક્ષ્મી** વિદેશ વિચરશે-**કળાકૌશલ્ય** સુકાશે અને અન્તે **ગુર્જર દેશને સર્વ વાતે નિર્માલ્યતા આવશે**-બંધુઓ !!! ચાતુર્વર્ણની **મર્યાદાનો** ભંગ થયો છે. **ધર્મ** શબ્દ માત્ર બોલવામાંજ ઉપયોગી થઈ પડયો છે. **ભક્તિ** બાહ્યડોળ યુક્ત દેખાવા લાગી છે-**જ્ઞાન** ગુપ્ત નિંદવા યોગ્ય થઇ પડ્યું છે. સનાતન સદ્બોધક પુરૂષો **જીવ** રૂપે દ્રષ્ટિમાં આવવા લાગ્યા છે. ગૌ બ્રાહ્મણોનું સંરક્ષણ મંદ થઈ પડયું છે-કિર્તિનું મેધાડંબર ઓઢવા સર્વે તૈયાર થઇ ઉભા રહ્યા છે. અને **સેવાદાન** સર્વને મનગમતું સુખ આપવા લાગ્યું છે. **પંડિતો** પાખંડી-દયાલુ દાંભી-**દાતા** દીન-**ભકતો** ભ્રષ્ટ અને **ધર્મિને** ત્યાં ધાડ-કલિયુગ શું કરી શકતો નથી ??? * * * *

**ગુર્જર બંધુઓ** !!! આ નમ્ર **વિનંતી** ઉપર ધ્યાન આપો. **સનાતન** ધર્મના સત્ય સિદ્ધાંતોને સંભાળો. તમારૂંજ છે અને તમને સમજાવવા નિમીત્ત માથે લઇ સંત મહાત્માજનો આગળ ઉભા રહ્યા જણાય છે. પરબ્રહ્મ પરમાત્મા વ્યાપક રૂપેજ છે. જેથી આ વિનંતીથી ધર્મના ઉત્સાહી અને સ્વદેશ વત્સલ દેશભક્ત પુરૂષોના પવિત્ર હૃદયમાં સનાતન ધર્મની સત્ય મર્યાદા પ્રકાશીત થાઓ !!! તથાસ્તુ.

સંત સમાગમના ઉત્સાહી—ધર્મ ભક્તિના પ્રેમી—સજજનોની

શુભ વૃત્તિઓ ધર્મ માર્ગે વહન કરવા લાગો!! અને અન્તે દેશમાં વિજયી **સનાતન ધર્મ** બળ આબાલવૃદ્ધ બંધુઓના હૃદય ઉપર શુભ અસર કરો!!! અને ધર્માર્થ કામ મોક્ષ સ્વરૂપ ચતુર્વિધ પુરૂષાર્થની પ્રાપ્તિ સાથે સદા કલ્યાણ કલ્યાણ!!!

હે ગુર્જર **માતેશ્વરીના પવિત્ર પુત્રો** !!! પવીત્ર જીવન સંભાળી-સત્ય **સનાતન** ધર્મ બળને સ્હાય આપી શૈવ વૈષ્ણવાદી---રૂપે પંચાયતનમાં પણ અભેદ પરમાત્માની ભક્તિને સાચવી **ઐકયમતે-સંપરૂપે-ભ્રાતૃભાવે**-એક અને અદ્વૈત પરમાત્માના તત્વને જાણવા, સંત સમાગમની વૃદ્ધિ ઈચ્છતાં અયોગ્યાચરણ દોષને સમુળો કાઢો. સુખ રૂપ ધરા દિપાવો. **આનંદરૂપ** ધર્મ બુદ્ધિની વૃદ્ધિ કરો. તથાસ્તુ. ૐ



ॐ શ્રી ગણેશાયનમઃ ।। ૧।

# ।। सनातन धर्म भास्कर ।।

## મંગલાચરણમ્.

**द्वे विद्ये वेदितव्ये हि शब्दब्रह्म परं च यत् ।।**
**शब्दब्रह्मणि निष्णात : परं ब्रह्माधिगच्छति ।।श्रुतेः।।**



જે કાળમાં આકાશને વિશે ગંધર્વનગર ભાસી રહે છે. તથા જે કાળમાં ચિત્રીત ચિત્રાગણ સત્ય સ્વરૂપે ભાસે છે–તથા જે કાળે દોરીમાં સર્પનું ભાન થાય છે. તથા જે કાલમાં મદારીની રમતમાં જાણે મર્કટો ખેલતાં હોય. એમ માયાના આભાસે જીવ રૂપી મર્કટો ખેલતા ભાસે છે. તથા જે કાળમાં દેખાતો ભોગ જાગ્રત અવસ્થામાં મીથ્યા રૂપે સમજાય છે. એવા સ્વપ્નાવસ્થાના કાળનો યોગ આવેલો જાણી કલ્પિત અલંકારમાં સત્ય સુવર્ણ બુદ્ધિનો ખરેખર ત્યાગ થયો છતાં આભાસનું અવલોકન કરવા ઉત્કંઠા ધારી.

**કાળ** તપાસ્યો. અખંડ અદ્વૈત સિદ્ધાંત અકાળ કાળના ચાર વિભાગ પડેલા જણાયા. આદિ અંત વિભાગમાં વહેંચાયેલો આ કાળ અવિનાશી પ્રભાવને પામેલો છતાં કલ્પિત જેવો દીસવા લાગ્યો ખરો. છતાં દ્રઢ નિશ્ચયથી વેદ**સનાતન** ધર્મ મર્યાદાએ કર્તૃત્વ વાળા ત્રૈલોકય ના પ્રજાપતિ બ્રહ્માજીના સદનમાં પ્રવેશ કીધો. જોતાં જોતાં બ્રાહ્મણો-ના સંકલ્પ સ્વરૂપે સિદ્ધ મનાનો **દસ્તાવેજ** હાથ લાગ્યો.

બ્રહ્માજીની સૃષ્ટિમાં અઠ્ઠાવિશમી ચોકડી ચાલે છે. ચાર યુગની

એક ચોકડી ગણાય છે. આ અઠ્ઠાવીશમી ચોકડીનો છેલ્લો યુગ (કલિયુગ) ચાલે છે. એમ સિદ્ધ થયું. ચારે યુગની મહત્તામાં મન ભરાયું.

॥ प्रभवान्ति यदा सत्वे मनोबुद्धींद्रियाणिच ॥
॥ तदा कृतयुगं विद्याज्ज्ञाने तपसि यद्रुचिः ॥ १ ॥
॥ यदा कर्मसु काम्येषु भक्तिभर्वाति देहिनाम् ॥
॥ तदा त्रेता रजोवृत्तिरिति जानीहि बुद्धिमन् ॥ २ ॥
॥ यदा लोभस्त्वसंतोषो मानो दंभोऽथ मत्सरः ॥
॥ कर्मणां चापि काम्यानां द्वापरं तद्रजस्तमः ॥ ३ ॥

જ્યારે મન, બુદ્ધિ અને ઇન્દ્રિઓ સત્વગુણમાં પ્રેમથી પ્રવર્ત્તે ત્યારે **સત્યયુગનો** મહિમા જાણવો. કે જે સત્યયુગના બુદ્ધિબળથી તત્વજ્ઞાન અને તપમાં સદા રૂચી થાય છે.

જ્યારે પ્રાણિઓને સકામ કર્માદિકમાં પ્રવૃતિ થાય ત્યારે રજોગુણની વૃત્તિવાળો **ત્રેતાયુગ** જાણવો.

તથા જ્યારે લોકોને લોભ, અસંતોષ, માન, દંભ, મત્સર, અને સકામ વાસનાઓ સહીત કર્મમાં વૃત્તિ થાય ત્યારે રજોગુણ તમોગુણની પ્રધાનતાવાળો **દ્વાપરયુગ** જાણવો.

હવે ચોથા યુગમાં આ સૃષ્ટિ રમત ચાલતી હોવાથી રમતનું ભાન હતું.જેથી રચનાની રચનામાં શું મહત્તા હશે ?? છતાં તે પણ જોવીનો ખરી. વિચાર કરી ચોથા ( કલિ ) યુગની મહત્તા જોવા લાગતાં તે પણ હાથ લાગી.

॥ कलौ तु धर्महेतूनां तुर्यांशोऽधर्म हेतुभिः ॥
॥ एधमानैः क्षीयमाणो ह्यंते सोपि विनंक्ष्यति ॥ १ ॥
॥ तस्मिन्लुब्धा दुराचारा निर्दयाः शुष्कवैरिणः ॥
॥ दुर्भगा भूरितर्षाश्च शुद्र दासोत्तराः प्रजाः ॥ २ ॥

કલિયુગમાં મનકલ્પિત ધર્મરૂપ અધર્મબળ વધવામાં (સનાતન) ધર્મના પાયાઓનો ચોથો ભાગ અવશેષ રહે છે. અને તે પણ અન્તે ક્ષીણ થતાં થતાં કેવલ નાશ પામી જાય છે.

કલિયુગના જનો અત્યંત લોભી, દુરાચારી, નિર્દય, વૃથા વૈર કરનારા, દુર્ભાગ્યવાન, અને લાંબી તૃષ્ણાવાળા હોય છે. અને પ્રજામાં શુદ્ર તથા દાસ ( સેવા કરનારા ) લોકો સર્વોત્તમ ગણાય છે.

**સનાતન** ધર્મના બ્રાહ્મણો સંકલ્પ ભણતા હતા. અઠ્ઠાવીશમા કલીયુગનો આ ઇતીહાસ પણ હજુતો બાલક રૂપ સમજાશે. કલિયુગ એકપાદ પૃથ્વી ઉપર માંડી બેઠો છે અર્થાત્ અર્ધ વ્યાપ્રગાન થયો હોય એમ સમજાવા લાગ્યું. આ **કલિયુગનો** અગલ ભુર્લોકના ભારતખંડને વિશેષ ચાલવાનો છે. કેમકે આ ભૂમિકા સત્યયુગ ત્રેતાયુગ અને દ્વાપરયુગને પણ માન્ય આપતી હતી. અને મોક્ષભૂમિકાની મર્યાદા અહિંયાંજ સમાયેલી શાસ્ત્રકારોએ માન્ય કરી હતી. ચારે યુગથી ચાલી આવતી આ સ્વામસૃષ્ટિની ચાતુર્વર્ણ્ય પ્રજા દરેક દરેક યુગમાં તત્ તત્ બુદ્ધિવિચાર યુક્ત રહે છે ખરી. પણ જેમ બધા ભીખારી પણ ના હોય. તેમ બધા તાલેવર પણ ના હોય. એમ દરેક યુગમાં બધા જનો યુગ માહાત્મ્ય પ્રમાણેની બુદ્ધિવાળા હોતા નથી.

સત્યયુગની બુદ્ધિ સમાન પણ હોય, ત્રેતા સમાન પણ હોય, દ્વાપર સમાન પણ હોય, અને કલિયુગ સમાન તો હોય એમાં નવાઇ નથી.

સત્યયુગમાં હરિશ્ચન્દ્રને પણ કષ્ટ આપનાર હતા. ત્રેતાયુગમાં રામચન્દ્રને મેહેણું મારનાર ધોબી હતો. દ્વાપરમાં શ્રી કૃષ્ણ પરમાત્માની સાથે યુદ્ધ કરનાર જરાસંધ અને ગાળો દેનાર શિશુપાળ આદી હતા. અને કલિયુગમાં તો પુછશોજ શું ? ? આ યુગમાં તો બ્રાહ્મણોનું સાધુઓનું અને ગાયોનું તથા **સનાતન** ધર્મનું સત્યાનાશ વાળવાને તૈયાર ઉભા રહેલા પર્વતમાં પથરાની માફક પુરૂષો દૃષ્ટિમાં આવે એમાં નવાઇશું??

આ સૃષ્ટિની આદીમાંજ પરબ્રહ્મ પરમાત્માના સ્વસ્વરૂપ જ્ઞાન પ્રકાશને સમજાવનારો **વેદ** બ્રહ્મસ્વરૂપેજ સિદ્ધછે. જે સમયે જાતી વર્ણાદીક સંસ્કારની યુક્તિ પ્રસારને પામી નહોતી. ત્યારે સૃષ્ટિ રચવાનો આરંભ થતાં **વિરાટ** પરમાત્મા (ઇશ્વર) વિધોપાધિચૈતન્ય સત્તાએ સૃષ્ટિ રચવા લાગે કે મુળની **બ્રાહ્મણ** સંજ્ઞારૂપ પાયો રચાતાં **વિરાટ** પરમેશ્વરના અંગભાગ રૂપ વર્ણના ભાવ મનાય છે. જેથી **બ્રાહ્મણ ક્ષત્રી, વૈશ્ય.** અને શુદ્ર એમ અંગમાં ચાર ભાવ છે. અને તે **આર્ય** કહેવાય છે. બાકીની આધુનીક જાતી **અનાર્ય**ની સંજ્ઞામાં જાય છે.

આ અડસેટ તીર્થનો મધ્ય પ્રદેશ જેને **ભારત** કહે છે તે તેમની આર્ય ભુમિકા છે. અને તેથીજ તેને આર્યાવર્ત્ત પણ કહેવાય છે.

ધર્મ મર્યાદામાં આજ આધારથી **વેદ સનાતન ધર્મ** મુખ્ય છે, અને સર્વે ધર્મનું મુળ **સનાતન** ધર્મ, મુળ સંસ્કૃત ભાષા રૂપી અલંકારથી અલંકૃત છે. માટે સર્વ ભાષાની માતા જે **સંસ્કૃત** તે આ હિંદવાસીઓની જનુની છે. અને આ ચાતુર્વર્ણ્ય પ્રજાના ધર્મ પણ આજ ભાષામાં રચાયેલા છે.

એમ અખીલ જગતના ધર્મમાં **વેદસનાતન ધર્મ** આદી, અને ભાષામાં **સંસ્કૃત** ભાષા આદી ગણાતાં સત્ય મર્યાદાની સાક્ષી વેદ સનાતન ધર્મજ પુરી પાડી શકે છે.

સૃષ્ટિના સબંધે પ્રજાની ઉત્પત્તિમાં તેમને દેહભાવે વર્ત્તવાના સત્ય નિયમોનો પ્રકાશ તેજ **ધર્મ** ગણાય છે. તેમ " **સનાતન** " શબ્દ પરમાત્માનો વાચક છે. જેથી આત્માની અભેદ સત્તારૂપે આ **ધર્મ** શબ્દ જોડાતાં **વેદ સનાતન ધર્મ** આ અખંડ પ્રતાપી નામ આ ભૂમિમાં જાજવલ્યમાનજ રહે છે-યુગની કાળ સ્થીતીએ બુદ્ધિનો ભ્રંશ થાય. તેમ તેમ સનાતન ધર્મના સિદ્ધાંતોથી ઉલટ વ્યવહાર દ્રષ્ટિમાં આવે ખરો. પણ **સનાતન ધર્મ** મુળ નાશ પામતોજ નથી.

આ આર્ય પ્રદેશમાં ચાતુર્વર્ણ્ય નામાત્મક વસતી પ્રજા. આ " **વેદ સનાતન ધર્મ** " નામા અચ્યુત વૃક્ષની પાંખડી પાંખડીઓ વસી રહેલી છે. આર્ય પ્રદેશ અને આર્ય જનોની જેમ આ ભૂમિકા છે તેમ જગતમાં વસતી બીજી પ્રજા અનાર્યજનની સંજ્ઞાથી નિવાસ કરીરહીછે અને ત્યાં મનુષ્ય યોનીના વર્ણાશ્રમ પૂર્વક શુદ્ધ નિયમોનું અનુસંધાન ચાલતું નથી. પશુવત્ આચરણોથી ભરેલી અનાર્ય ભૂમિ સદા કલિ વર્ત્તન રૂપજ રહેછે.

જે કાલમાં ચારે વર્ણનો વિસ્તાર વર્ણવ્યો છે. તેજ કાળમાં વર્ણના ચાર આશ્રમો પણ બાંધેલા છે. અને તેનો વિસ્તાર વેદની સાક્ષી સાથે **સ્મૃતિ**ઓમાં વર્ણન રૂપે છે. વેદનાં વાક્યોને **શ્રુતિ** કહે છે. અને **શ્રુતિ**ના વાક્યોનો સાર ઘણા વિસ્તાર વાળો કરતાં તે **શ્રુતિજ સ્મૃતિ** રૂપ થાયછે.

યુગના અનુક્રમ પૂર્વક **શ્રુતિ સ્મૃતિ અને** અન્તે યુગ યુગ

ની બુદ્ધિમાં જડતાના કારણથી બુદ્ધિ, સ્મૃતિનું ગુપ્ત રહસ્ય તોળી શકશે નહિં એવા વિચારે **પુરાણો**ની મર્યાદા સચવાઇ છે. વિશેષ વિસ્તારથી સમજવાના દ્રષ્ટાંતો સહ સિદ્ધાંતોનું ભાન આ **પુરાણ**થીજ થાય છે. માટે **પુરાણ** પણ વંદનીય છે. અને **સનાતન** ધર્માવલંબી પ્રજાને માન્ય રૂપ ગણાય છે.

**ब्राह्मण क्षत्रिय विश स्त्रयो वर्णा द्विजातयः॥.**
**श्रुति स्मृति पुराणोक्तं धर्म योग्यास्तुनेतरे ॥ १ ॥**

બ્રાહ્મણ, ક્ષત્રી અને વૈશ્ય આ વર્ણને **દ્વિજાતિ** સંગ્ના આપેલી છે. અને તેમણે શ્રુતિ ( વેદ ) સ્મૃતિ અને પુરાણોમાં વર્ણવેલા ધર્મો માન્ય કરવા. અન્ય નહિં

**બ્રાહ્મણ** એ વેદનું મુખ છે. જેથી બ્રાહ્મણો સર્વ વર્ણમાં ગુરૂ અર્થાત્ શ્રેષ્ટ સ્વરૂપ છે. બ્રાહ્મણો વેદ ભણી શકે છે. અને ક્ષત્રી વૈશ્યને વેદ ભણાવી પણ શકે છે—ક્ષત્રી વૈશ્યો કોઇને વેદ ભણાવી શકે નહિં. આ આગન્યા યથાર્થ સાચવવાને **બ્રાહ્મણ**જ ગુરૂ થઇ શકે છે.

**સનાતન** ધર્મ બ્રાહ્મણોજ બતાવે છે. આ "બ્રાહ્મણ" શબ્દનું તત્વ એટલું ઉંચું છે કે. વેદના તત્વનું ગુહ્યગ્નાન કે જે બુદ્ધિ વિચારથી પણ સુક્ષ્મ છે—તે માત્ર બ્રાહ્મણત્વમાંજ સમાય છે, આ વિચાર જાણવાને બ્રાહ્મણની સંપૂર્ણ સત્તા છે.

અનેક જન્મોના અપાર પુન્ય બળના પ્રભાવે આ જીવાત્મા વર્ણાદિમાં ચઢતો ચઢતો અન્તે બ્રાહ્મણત્વને પામે છે. અને તે પછી મુક્ત પરમાત્માના સિદ્ધાંતથી જીવન્મુક્તતા અનુભવે છે આમ જીવ-

ન્મુક્ત કોટીના અનુભવી બ્રાહ્મણો વેદનું તત્વ બ્રાહ્મણ ક્ષત્રી વૈશ્ય કે જે વેદ સનાતન ધર્મના અધિકારી છે તેને શીખવે છે. બ્રાહ્મણની શીખવેલી વિદ્યા બ્રાહ્મણ ક્ષત્રી વૈશ્યાદી તમામ અધિકારી જનોને ફળીભૂત થાય છે. માટે સનાતનધર્માવલંબી દ્વિજાતી બધુઓ બ્રાહ્મણોના ઉપર શ્રદ્ધા પૂર્વક ધર્મ જ્ઞાનનો સંપૂર્ણ આધાર રાખે છે—અને એમજ રાખવું એ સનાતન ધર્માવલંબીઓની પરમ ફરજ છે.

સનાતન ધર્મની સંપૂર્ણ સત્તા બ્રાહ્મણ, અને તેના આશ્રમ ઉપર આધાર રાખે છે—કેમકે ધર્મ મર્યાદા ચલાવનાર **वर्णानां ब्राह्मणो गुरुः** ।વર્ણમાત્રના આ બ્રાહ્મણજ ગુરૂ રૂપ છે. બ્રાહ્મણો ચારે આશ્રમમાં અધિકારી છે. ૧ **ब्रह्मचर्याश्रम, ग्रहस्थाश्रम, वानप्रस्थाश्रम,** અને **सन्यस्ताश्रम,** આ ચારે આશ્રમ પરીપૂર્ણ રીતે પાળી સંન્યાસી કે જે સંસારરૂપી મીથ્યા સ્વપ્નકલ્પનાથી મુક્ત છે. તે બ્રાહ્મણોના સદ્‌ગુરૂ સ્વરૂપે વા **આચાર્ય** સ્વરૂપે વેદશાસ્ત્રાદીકથી માન્ય રૂપ છે, અને તે જેમ બ્રાહ્મણ માત્રના સદ્‌ગુરૂ છે તેમજ તે ચાતુર્વર્ણ્યના પણ સદ્‌ગુરૂજ છે.

ચારે વર્ણના ઉપર ધર્મસત્તા બ્રાહ્મણો અને તેમનું શ્રેષ્ઠ ગુરૂ સ્વરૂપ સંન્યાસી રાખી શકે છે. છતાં વેદ શાસ્ત્ર સિદ્ધાંત સકલ શાસ્ત્ર પારાંગત પુરૂષ ધર્મની ધ્વજા લેઇ કેવલ ધર્મ વૃધ્યર્થ દેશમાં વિચરી ધર્મનું પાલન કરી નાસ્તીક આદી પંથ મતના વીતંડાવાદીઓને હરાવી સનાતન બળ સાચવે છે. તેમને **આચાર્ય** એવું ઉપનામ આપવામાં આવેછે.

આ મર્યાદા મુજબ આ આર્ય ભૂમિમાં અત્યાર પર્યંત **ચાર આચાર્ય** પુરૂષો થયા છે. ૧ શ્રીમન્ જગદ્‌ગુરૂ **શંકરાચાર્ય** ૧ શ્રી **રામાનુજાચાર્ય** ૧ શ્રી **માધ્વાચાર્ય** ૧ શ્રી **વલ્લભાચાર્ય.**

આ ચારે આચાર્યો કલિયુગને વીશેજ થયા છે. સનાતન બળ

વિશેષ પડી ભાગતાં અને કર્મ માર્ગીઓનું બળ તથા બોદ્ધાદી—કનું બળ વધવાથી શ્રીમત્ શંકર ભગવાને અવતાર ધારણ કરી મુળ સનાતનધર્મનો અદ્વિતીય સિદ્ધાંત પ્રતિપાદન કીધો. અને મુળ સિદ્ધાંતને સર્વ વર્ણ પુનઃ માન્ય કરવા લાગી. મુક્ત સ્થિતિ પર્યતનો યોગ માત્ર આ સનાતન ધર્મની મર્યાદામાંજ સમાયેલો હતો. તે શ્રીમત્ જગત્‌ગુરૂ **શંકરાચાર્યેજ** સ્થીત કીધો છે. અને અત્યાર પર્યંત પણ આખા ભારત વર્ષમાં શ્રીમત્ **શંકરાચાર્યના** અનુયાયી જનો તત્વ—જ્ઞાનની યથાર્થ ભાવના ધારણ કરે છે એટલુંજ નહિ. પણ વીદેશી પાશ્ચમાત્ય પ્રજામાંના તત્વ શોધકો શ્રીમત્ **શંકરાચાર્યના** સિદ્ધાંતનેજ પરીપૂર્ણ માની તર્તું સ્વરૂપે વિચરવા લાગ્યા છે. એ ઉપરથી ખાત્રી થાય છે કે સર્વ આચાર્ય પુરૂષોમાં શ્રીમત્ જગત્‌ગુરૂ શ્રી **શંકરાચાર્યે** પૂર્ણ તત્વજ્ઞાનથી વેદ સનાતન ધર્મ મર્યાદા સાચવી આર્યોનું કલ્યાણ ઇચ્છયું છે.

ત્યાર પછી શ્રી રામાનુજાચાર્યની એક અદ્વૈત, બ્રહ્મ પરમાત્માના તત્વજ્ઞાનમાં પૂર્ણ દ્રષ્ટિ નહિં થવાથી અને કલિયુગનું બળ વધતું જતુ હોવાથી લોકોની પણ દ્રષ્ટિ તે તત્વજ્ઞાનની પૂર્ણ મર્યાદામાં જતી અટકી હતી. જેથી તે કાળને અનુસરીને **જીવ ઇશ્વર** અને **માયા** એમ ત્રણ તત્વ અંગીકાર કરી અદ્વૈત સિદ્ધાંત ગુપ્ત કર્યો. પણ બીચારી કલિયુગને વશ રહેલી પ્રજા આ છુપા ભેદને જાણી શકી નહિં.

આગળ શ્રી માધવાચાર્યે કેવળ જીવબુદ્ધિના ભ્રમથી—જીવનેજ માત્ર પ્રતિપાદન કરી કેવળ અદ્વૈત પરમાત્મતત્વને છુપાવી દેશનું અહિત ધાર્યું. જે તત્વજ્ઞાનથી મુક્ત થવાની પવીત્ર ભૂમિકા, તે ભૂમિકામાં આવી જીવમતી અજ્ઞાન અંધકારમાં પણ કલી પ્રભાવરૂપે પ-

ણા જીવ ભમવા લાગ્યા. અને આવા અંધકારમાં શ્રી **વેદસનાતનધર્મ** રૂપ અદ્વૈત સિદ્ધાંત કે જેને વેદ શાસ્ત્ર સ્મૃતિ અને **પુરાણો** સૌ- એક ગતે પ્રતિપાદન કરે. તે કોઇપણ સમજી શકયા નહિં.

આખરે પરમાત્માની કૃપાથી જીવોના કોઇક પુન્યાંશે શ્રી વલ્લભાચાર્ય સાંપ્રદાયના આચાર્યનો ઊદ્ભવ થયો અને તેમણે કર્મ ઉપાસનાનો પરમ આગ્રહ સ્વિકાર્યો. મોક્ષપદની ધારણા બંધ કરી **શુદ્ધાદ્વૈત** મત પ્રતિપાદન કીધો છતાં ભક્તિનું સર્વોત્તમ બળ અંતઃ કરણ- ની શુદ્ધિ દ્વારા હોવાથી તત્વ નિશ્ચય ઉપર જઇ શકાતું નથી. તત્વ નિશ્ચય તો અદ્વિતીય અપરોક્ષ બ્રહ્મવિદ્યાની પ્રાપ્તિ શિવાય નથી. માત્ર સમજવાની યુક્તિજ જુદી. વાસ્તવીક તો આત્માજ સત્ય છે.

અને આ સમય પણ એવોજ હતોકે ધર્મ કર્મ અને ભક્તિ નાં બીજ નાશ પામવાની તૈયારીમાં હતાં એટલામાં આ શુદ્ધ પ્રેમ ભક્તિનો પ્રસાર કરનાર આ શ્રી વલ્લભાચાર્યે બગડતા યુવકોને દોર્યા તે ઠીકજ કીધુંછે. એવી રીતે સારાસાર તત્વવિચારયુક્ત આ સાં- પ્રદાયો થયા છે.—

ત્યાર પછી અત્યાર સુધી એવા **આચાર્ય** થયા નથી—હવે કલિ- યુગે પોતાનો પગ સારો જમાવ્યો—ઊંડો ઉતર્યો—અને અધર્મ પ્રસ- રાવ્યો—કળિયુગે પોતાની ચાલાકી સારી રીતે વાપરી—અને આર્ય પ્રદે- શની ચાતુર્વર્ણ્ય પ્રજા ઉપર પોતાનો અમલ બેસાડયો તે બેસાડયો !!!

આ વેદોક્ત **સનાતનધર્મ** કલિયુગના અધર્મ અવિચારથી ધ- સાવા લાગ્યો. અને શનૈઃ શનૈઃ કલિ ધર્મનો સવિસ્તર વિસ્તાર થતાં પ્ર- જાની બુદ્ધિ જડ થતી ચાલી.

પ્રથમ બ્રાહ્મણોમાં કલીએ પ્રવેશ કીધો. કેમકે ધર્મની ઉન્નતિ

જેના તરફથી થાય. ત્યાંજ અવનતિ દેખાવ દેછે.—આચારમાં અનાચાર પ્રવર્ત્ત કીધો-ધર્મમાં અધર્મ વૃત્તિઓ ફેલાવી—જ્ઞાનમાં અજ્ઞાનતા પ્રગટ કરી—ભક્તિમાં ઢોંગ-કર્મમાં બાહ્યોપચાર—અને આસ્તિકતામાં નાસ્તિકતાને ઘાલી—ધનમાં તૃષ્ણા મેલી—પરસ્ત્રીઓમાં સુખ બુદ્ધિ માનવા લાગ્યા—સનાતન ધર્મની કુલમર્યાદામાં ભક્તિ પ્રભાવ એકજ ૐકાર પરમાત્માને ભજવાનો હતો તે તુટયો. ૐકાર સ્વરૂપ પંચાયતન (ગણેશ, શિવ, વિષ્ણુ-સૂર્ય અને શક્તિ) માં મતભેદ પડયા. પંથ મતાદિકના વાડામાં ક્ષત્રી વૈસ્યાદિકોનો સમુહ એકઠો થવા લાગ્યો. એટલે બ્રાહ્મણોની આજીવિકાના બળને ખાતર તેમણે પણ પોતાના યજમાનોનો પંથ સ્વિકાર્યો. અને બ્રાહ્મણો પણ વાડામાં બકરાની પેઠે બંધાયા. સનાતન ધર્મની કુલ મર્યાદાને વગોવવા લાગ્યા. એમ સનાતન ધરમાં સડો ઘાલ્યો. કોઈ શિવને અને કોઇ વિષ્ણુને માનવા લાગ્યા. અને તેમાં વિરોધ ભાસવા લાગ્યો. શિવને માનવા વાળા વિષ્ણુની ભક્તિ કરનારને નિંદા કરવા લાગ્યા. અને વિષ્ણુના ઉપાસકો શિવની નિંદા કરવા લાગ્યા એમ અરસપરસ "દેવ એક અને વૈર ઘણાં" એમ થયું.

**जलौ घै निरभिद्यंत सेतवो वर्षतीश्वरे ॥**
**पाखंडि नाम सद्वादै वेंद मार्गाः कलौ यथा ॥ द.भा.**

જેમ પાણી ( મેઘ ) ના સપાટાબંધ પ્રવાહથી પાળો ત્રુટી જાય છે તેમ કલિયુગમાં પાખંડી જનોના મિથ્યા વાદોથી વેદસનાતન ધર્મ માર્ગ તુટી જાય છે. આથી ખાત્રી થશે કે કલિયુગમાં પાખંડ મત પંથાદીક બહુજ વૃદ્ધિને પામશે અને સનાતન ધર્મ બળ કમીથશે.

આ દાવ આવેલો જોઇ કલિયુગ આગળ વધ્યો. ધન કમાવાની

લાલચવાળા—ગુરૂ થઇ પુજાવવાની કિર્તિના ભુખ્યા—ભુખડ અને બાહ્ય ડોળથી સેવા પુજાનો ભાવ બતાવી ભોળા લોકોને ઠગનાર—બ્રાહ્મણોએ અનેક મત પંથ ચલાવવા માંડયા. વાડો "વાળ્યો તેના બાવાનો" લાખ બેલાખ ભેગા થયા કે જખમારે છે. છોકરાનાં છોકરાં ખાશે. આવી બુદ્ધિએ કેવું સત્યાનાશ વાળ્યું !!! આ ગુપ્ત માર અંધારાગાં સડતી પ્રજાએ જાણ્યો નહિં.

કલિયુગના જડબુદ્ધિના જીવોને સનાતન ધર્મની શ્રેષ્ટતા સમજાઈ નહિ. અને બ્રાહ્મણોની બુદ્ધિ ધન—કિર્તિના ગારામાં ગુંદાઇ. નવા મત પંથ વાડાના બાંધનાર આ બ્રાહ્મણોજ ઉભા થઇ પોતાના વૃદ્ધ પિતામહ સ્વરૂપ સનાતન ધર્મની લાજ લુંટવા લાગ્યા. પંચાયતનમાં ગમે તે નામની ભક્તિ કરતાં સર્વ નામમાં સમાનતા રાખતા હતા. તે આગ્રહથી એક નામનો પક્ષ બાંધ્યો. એટલુંજ નહિ પણ એથી પણ ઉલટો મત ઉભો કરી વૈર દ્રષ્ટિ રાખી.

કર્મ માર્ગના સિદ્ધાંતનું ગાડું તો યથાર્થ ચલાવ્યા શિવાય છુટકો નહિં. તેથી શ્રી ગણપતિ પુજનથી આરંભ કરતાં અંત પર્યંત કર્મના વિધીનો તો ઊચ્છેદ થયો નહિં. પણ આગ્રહી ભક્તિ કરવાના ભાવમાં વિરોધાભાસ બહુજ થયો. નાસ્તિક મતના બ્રાહ્મણો નાસ્તિકતાને આશ્રય આપવા લાગ્યા. મૂર્તિપુજા એ સ્વતંત્ર રીતે વેદ શાસ્ત્રાદિનો અને પુરાણોનો સ્વતઃસિદ્ધાંત છતાં મૂર્તિપુજાનું ખંડન કરવા ઉભા થયા. કલિયુગે જન્મ લીધો. મૂર્તિપુજાને ના માનવા વાળો પંથ ચલાવ્યો. અને કર્મના આળસુ—પુજા પાઠી કરવાના પ્રમાદી—ધનની એષણા અને વિષયના વિલાસી—દેહાભ્યાસી જનો તેમાં ભળ્યા. અને ઠામઠામ સનાતન ધર્મને ડાઘ લગાડવા સમાન અંધ

પ્રવાહ ચલાવ્યો.

સનાતન ધર્માવલંબી બ્રાહ્મણોનું માન્ય ઘટયું. અને પોત પોતાના પંથમાં દાખલ થનારાઓને પંથના વાદી જનોથી માન્ય મળ્યું. અને આજીવીકા રૂપી ધન આદી પણ મળ્યું. એટલે **સનાતન ધર્મનું પુંછડું પકડવાથી શું લાભ છે ? ? એમ સમજી "હાયતેની બ્હાય"** મરજીમાં આવે ત્યાં વાડામાં પેસી ગયા. મૂર્તિની સેવા કરવામાં પ્રેમ ભક્તિની યોજના અને યુક્તિ શું છે તે આ કલિયુગના જડ બુદ્ધિવાનો સમજી શકયા નહિં, એમ અંધ પ્રવાહમાં આ પ્રજા તણાતી ચાલી.

પામર વિષયી જનોને પ્રભુના અપરોક્ષ અનુભવનો **આનંદ** અને જીવ ગતિનો વિલય થઇ શકે નહિં. અને ધ્યાન પણ બેસે નહિં. એટલે પ્રથમ પાયાગમાં પ્રભુની મૂર્તિ ઉપાસના યથાર્થ છે. અને પુરાણોમાં તેવી યોજના પણ સારી રીતે યોજીછે કે, મૂર્તિમંત પરમાત્માને માન્યા શિવાય અમૂર્તિ સ્વરૂપ પરમાત્મામાં સ્થિરતા થઇ શકે નહિં. અમૂર્તિનું ધ્યાન થઇ શકે નહિ અમૂર્તિનું તો માત્ર જ્ઞાન છે. અને ધ્યાન થયા શિવાય જ્ઞાનની મર્યાદા સચવાય નહિ; માટે આ યુક્તિ યથાર્થ છે. એમ આ પામર બુદ્ધિના જનો ધારણ કરી શકયા નહિં. **મૂર્તિ** એ **શબ્દબ્રહ્મ**—અને **અમૂર્તિ પરબ્રહ્મ** છે. સગુણ શબ્દજ્ઞાન પરીપૂર્ણ લક્ષને પામતાં **નિર્ગુણ પરબ્રહ્મ** સત્તાની વ્યાપકતા સિદ્ધ થાય છે. તે સત્ય સમજાવવાના પ્રયત્નમાં અધઃપ્રાય થતાં દેશ ચગડોળ ઉપર ચઢયો **કલિનો** બરાબર દાવ આવ્યો. **શાક્તધર્મને** સ્વિકારી **વામી** થયા. વિષયી બુદ્ધિથી મદિરા પાન કરવા લાગ્યા. શુદ્રાદિકોને ઉપવિત આપ્યાં—મ્લેચ્છોને પણ જનોઇ પહેરાવ્યાં—અને પાખંડ તુતુડીઓ ફુંકાવા લાગી—વિધવા વિવાહ સમજાવી વર્ણસંકર પ્રજાની વૃદ્ધિ કરી. કે

એવી વર્ણસંકર પ્રજાની બુદ્ધિ ધર્મનાં તત્વ ધારણ કરતીજ નથી. વ્યભિચાર વધ્યો—પ્રપંચ વધ્યો-મોહ વધ્યો—અજ્ઞાન વધ્યું—સંસ્કૃત વિદ્યા ભણવી ત્યાગ કરી—નોકરી ઉપર ઉદર પોષણ ધાર્યું—પરતંત્રતા વેઠવા તૈયાર થયા. અને જન્મ કર્ત્તવ્યતા વ્યર્થ થઇ.

નવો **પંથ** ચલાવવાનું બ્હાનું શોધી કાઢ્યું. **"સનાતન ધર્મના બોધક સંન્યાસી બ્રહ્મચારિઓ ધનના લોભી અને વ્યભિચારી થયા છે. જેથી એમના ઉપર અમારી શ્રદ્ધા નથી જેથી અમોએ સત્ય ધર્મની મર્યાદા પ્રકાશ કરવા વિચારેલું છે"** એમ લોકોમાં **સનાતન** ધર્મના આગેવાનોની ફજેતી કરી એટલે લોકોમાં આવી વાર્તા ફેલાવાથી પોતાના **પંથ**ની વૃદ્ધિ કરવામાં મોટાઇ અને આશ્ચર્ય કિર્તિ પ્રસરાવી શકાય છે. અને વાત પણ ખરી છે કે, દારૂના પીનારને સનાતન ધર્માવલંબી (એનક) જનો ધીટકાર આપે-વા વ્યભિચારી—દુરાચારી—પુનર્લગ્નીઆ-મૂર્તિ પુજાનું ખંડન માનનારાઓને ધીટકાર આપે-તેમ મતપંથાદીકનો વાદ કરનારાઓને પણ ધીટકાર આપે. જેથી આવા દુરાચારીઓના મનમાં થાય કે. આ એકલો **સનાતન ધર્મ**ને વધારવા આપણી ફજેતી કરે છે-માટે એની આપણે ફજેતી કરવી. ત્યારે ધર્મ બોધ મર્યાદામાં તો સત્ય રીતે વેદ શાસ્ત્ર પુરાણનું પ્રતિપાદન થતું હોય તેમાંતો તેમની ફજેતી થઇ શકે નહિ, તથા તત્વજ્ઞાન નિશ્ચયમાં પણ કાંઇ ભુલ કાઢી શકે નહિ. ત્યારે **"છુપોભેદ છીનાળાંનો"** (ઓરાડો એને માથે કે એ તો વ્યભિચારી છે) એટલે લોકોનો ભાવ એના ઉપરથી ઉઠશે એમ વિચારી એવા **સનાતન** ધર્મના બોધક પુરૂષોની ફજેતી કરવા લાગ્યા. **સનાતન** ધર્માવલંબી પ્રેમી ભક્તોમાં દ્રઢ આસ્થાવાન અને સમાગમી

પુરૂષોતો પાછા હઠે નહિ. પણ ચઢતા જતા બીચારા ઉથલી પડવા લાગ્યા. **"આ બધી કળીયુગની કળાજ"**

પોતાના પંથને ચલાવવા માટે **સનાતન** ધર્મનો પ્રકાશ થવા દેતો નથી. એ તેના સિદ્ધાંતનું બળ જમાવવાને આ બુદ્ધિનો પ્રપંચ કળિયુગ પ્રસરાવવા લાગ્યો. વિષયી પુરૂષોને વૈરાગ્ય અને નિષ્પ્રપંચ સ્થિતી રાખવી તે દુર્લભ છે. માટે તેગણે **સનાતન** ધર્મનો સ્વિકાર કીધો નહિં. અને **પંથ મત**ને ચલાવનારા એવા વિષયી ગૃહસ્થી ગુરુઓના વાડાગાં પેઠા.

આ સમય ઢોંગી જનનો પણ ખરો. **ઢોંગી** વેશધારી સંન્યાસી બ્રહ્મચારિનું સ્વરૂપ ધારણ કરી ફરવા લાગ્યા. અને ધનની તૃષ્ણાએ તથા વિષયની તૃષ્ણાએ એવા અઘટીત ઢોંગ જગાવા લાગ્યા કે તરત તો લોકો પતંગીયાની પેઠે અંજવાયા. આખરે **સનાતન** ગર્યાદાથી વિરૂદ્ધ આચરણ ઊઘાડાં પડયા શિવાય રહેતાં નથી. એટલે તેમની આ ધનેષણા અને વિષય ઇચ્છા ઉઘાડી પડયા વિના રહી નહિં. જેથી તેઓ નિંધાપાત્ર થયા. પછી એવા એક નિંધા લાયક જણાયા એટલે કોઇ સત્ય અને સારો આવ્યો હોય તો પણ તેજ સ્થિતીનો ગણાવા જેવો થયો.

**સનાતન** ધર્માવલંબી માહાત્માઓ સનાતન ધર્મ બળ વધારવા તન મનથી પ્રયત્ન કરવા લાગ્યા. પણ આવા અનૃત અવિધા બળની વૃદ્ધિને પૈસાના લાલચુ અને લાડવાના ભુખ્યા બ્રાહ્મણોએ આશ્રય આપ્યો જેથી **સનાતન** ધર્મની સત્ય મર્યાદાનું બહુજ થોડા માણસો વર્ત્તન નિભાવવા લાગ્યા.

**ક્ષત્રીઓમાં પણ ઉપર મુજબ સડો** પેઠો. ક્ષત્રીઓમાં બહુ કરી

સનાતન ધર્મના અનુયાયીઓ રહ્યા ખરા. પણ માર્ગની મર્યાદા ડુબી. ક્ષત્રીઓમાં પણ બે ભાગ જણાયા. ૧. ક્ષત્રી નૃપતિ (રજપૂત) અને ૨. ક્ષત્રી ( બ્રહ્મક્ષત્રી )—ક્ષત્રી રજપુતો રાજ્યસ્થાન ઉપર રહ્યા. રાજાઓમાં અધર્મ પ્રવર્ત થયો. મદીરાપાન પેઠું. વિષયીની મિત્રતા વૃદ્ધિ પામી. અન્યાયી પ્રધાન—અધર્મિ સહકારીઓ—અને પરતંત્રતાએ ઘર ઘાલ્યું. ધર્મના બોધક પુરૂષોનો સત્સંગ છોડયો. અને જીવહિંસા અને ધનની એષણા વધી. પ્રપંચી મંત્રીઓ સાધુ સંન્યાસી બ્રહ્મચારીઓને રાજાઓના આગળ નિંદવા લાગ્યા. જેથી રાજાઓને કાન પણ શાન નહિં. એમ થતાં રાજાઓએ સંન્યાસી બ્રહ્મચારીઓની સોબતમાં શાસ્ત્ર શ્રવણ અને ધર્મ નિશ્ચયનો લાભ છોડયો. વિષયના પ્રેમી રાજાઓ દવા કરનારા રાતડીઆ ( પરમહંસ નામ ધારક સાધુઓ ) ના સંગમાં ગાત્રાઓ ખાઇ વિષયની વૃદ્ધિ ઇચ્છવા લાગ્યા. બ્રહ્મચર્યનું સત્યાનાશ વાળ્યું. સ્નાન સંધ્યા—પંચાયતન પુજા—શાસ્ત્ર અધ્યયન અને નીતીને માથે દાટ દીધો. અધર્મ પ્રવર્ત્તથી લક્ષ્મી નાશ પામી. નાસ્તિકતા અને અન્યાયથી પ્રજાનો પોકાર અને નિશાશા પડયા. તેથા રાજગાદી ઉપર પુત્ર પ્રજા ધર્મિષ્ટ નીકળી નહિ. માંસાહારી અને દારૂના વ્યસની પાપી પુરૂષોની દોસ્તીમાં મન ચળીત થયું. અન્તે કેવળ પરતંત્રતાએ કલિયુગની આજ્ઞાથી પ્રવેશ કીધો.

બ્રહ્મ ક્ષત્રીઓ પણ એજ સ્થીતી ઉપર પોહોચ્યા. પાશ્ચમાત્ય પ્રજાની વર્તણુકને જોઇ તેમના જેવા અંગીત ચીન્હો ધારણ કરવા લાગ્યા. મદિરાનું સેવન કરવા લાગ્યા. શિવ વિષ્ણુ નામની લડાઇ લડવા લાગ્યા. અને પોતાની ભુલ બતાવનાર સનાતન ધર્મના બોધક તત્ત્વજ્ઞાનીઓની નીંદા કરવા લાગ્યા. સંસ્કૃત વિદ્યાનું સત્યાનાશ ઘાલ્યું.

નિત્યકર્મમાં હવા ખાવા જવાનું રાખ્યું. દુરાચરણ ઉપર દ્રષ્ટિ સ્થીત કરવા લાગ્યા. અને બ્રાહ્મણોની પેઠે પોતાની મન ગમતી ધર્મ મર્યાદા પાળવા લાગ્યા.

વૈશ્યોએ પણ એવોજ ઉત્પાત માંડયો. વૈશ્ય સજ્જનો પૈસાના લોભી થયા. વૈશ્ય શુદ્રોમાં શ્રીવલ્લભાચાર્યના વૈષ્ણવસાંપ્રદાયનો વિશેષ પ્રસાર થવા લાગ્યો એટલે સનાતન ધર્મની પંચાયતન સમાન પુજા બળ વિલય ગયું અને તેને બદલે બાહ્ય ભક્તિનો આગ્રહી ડોળ વધ્યો. બ્રાહ્મણોની નીંદા અને પોતાના મનમાં આવે તેનેજ દાન આપવા લાગ્યા. સેવા દાન વધ્યું. એક આગ્રહી વૈષ્ણવી સાંપ્રદાયને વળગી અન્ય સ્વરૂપની નિંધા કરવા લાગ્યા. સનાતન ધર્મ મર્યાદા પ્રમાણે પોતે ઉપવિતના અધિકારી છતાં ઉપવિત સંસ્કાર ત્યાગ કરી પડયા—પોતાનાજ વાડાને આશ્રય આપવા લાગ્યા. વૈશ્યોને વ્યાપાર કરવા ધર્મશાસ્ત્ર આજ્ઞા કરે છે. જેથી પૈસાના સંસ્કારી ધનાઢય પુરૂષો પોતાના આગ્રહમતનેજ આશ્રય આપવા લાગ્યા. જેથી સનાતન ધર્મને આશ્રય મળ્યો નહિં અને ધર્મબોધ પ્રકાશમાં આવ્યો નહિં. વળી સત્ય રીતે પોતાની ભુલ બતાવનાર સનાતન ધર્માવલંબીને નીંદવા લાગ્યા—બાહારથી બતાવવા લાગ્યા કે અમો સનાતન ધર્મનેજ માનીએ છીએ પણ સનાતન ધર્મના બોધકો સારી ચાલના હોતા નથી. માટે આશ્રય શી રીતે આપીએ ! ! ! પ્રપંચી, અભિમાની, અને સુસ્રુષા ઉઠાવનાર, અને પોતાની કિર્તિ ગાનાર પંડીત, વિદ્વાનોને માન્ય આપવા લાગ્યા. પંડીતો પણ પોતાની ચાલાકીથી આવા ધનાઢયોને સમજાવવા લાગ્યા કે બોધક સંન્યાસી બ્રહ્મચારિઓ સનાતન ધર્મને બ્હાને પૈસો ભેગો કરે છે તેવાને આશ્રય કદાપી પણ

આપવો નહિં એમ બોલી સનાતન ધર્મનું સત્યાનાશ વાળવાનો પ્રપંચ ઉભો કીધો. ધનની મગરૂરીમાં વિષયીઓની બ્રહ્મચર્યથી ભ્રષ્ટ થયા— અને અમારો તો **વૈષ્ણવજ ધર્મ** એમ માની તેમાં માત્ર **શ્રી કૃષ્ણની** ભક્તિ કરવાજ સુચવ્યું છે. એમ બોલવા લાગ્યા. પણ જાણતા નથી કે (**जले विष्णु**) વિષ્ણુ સર્વ વ્યાપક છે અને બ્રાહ્મણોજ વિષ્ણુનુ રૂપક છે. જેથી વિષ્ણુને કોણ માનતું નથી ??? સર્વ વિષ્ણુ પરમાત્મા સ્વરૂપ અને તેમનાજ ભક્ત છે. **વિષ્ણુની ઉપાસના વૈશ્યોની આગવીજ શી રીતે** ??? વળી તેમાં પણ ભાગવતના વાંચવાવાળા સંસારચક્રના ચગડોળે ચઢેલા પુરાણીઓ પણ આગ્રહી ઉપાસના રૂપ **ભક્તિ** સમજાવવા લાગ્યા. એમ **સનાતન ધર્મ** ઉતરતી સ્થિતી ઉપર ગયો. પૈસાનો મોહ—યુવાનીનો તોર—અને અજ્ઞાનતાનો આડંબર—શું કરી શકતો નથી !!!

કિર્તિદાનના કુંભ ભરવા લાગ્યા. પણ **સનાતન** ધર્મના રક્ષણ રૂપ પાયો નાખ્યો નહિં. પંચાયતનની સમાન ભક્તિનો સમુળોભાવ ત્યાગ્યો. આર્યજનોના એક સનાતન ધર્મમાં કુસંપ થયા શિવાય દેશની **ધર્મલક્ષ્મી**નો વિનાશ થતો નથી તે કલિયુગે કુસંપ ઊભો કીધો—બ્રાહ્મણ સંન્યાસી,બ્રહ્મચારી,આદી સંતજનો સનાતન ધર્મના ઊદ્દેશી જાણી તેમનો તીરસ્કાર કરવા લાગ્યા. અને વૈષ્ણવમતને માનનારા શુદ્રોને પરમભક્ત જાણી સેવા—દાન વીગેરે આપવા લાગ્યા. વિષયીરૂપે ઊભા રહી મૂર્તિમંત પરમાત્મા સગુણ બ્રહ્મની ઉપાસનાને માન્ય આપ્યું ખરૂં. અને શિવ મૂર્તિનાં દર્શન પણ નહિં. અને શિવ આદીના ઉપાસકોને માન્ય પણ નહિં. આ તેમની અધમ બુદ્ધિએ—આત્મતાનો સમુળો વિનાશ ઇચ્છયો. આત્મસત્તાનો ભ્રંશ થયા શિવાય અધર્મને પેસવાનો લાગ મળતો નથી. ગમે તેવો મુર્ખ અને પ્રપંચી હોય પણ ધનના બળથી તે ધનવાન

ડાહ્યા અને શાણાજ ગણાય છે.

બ્રહ્મવિદ્યા કે સંસ્કૃત વિદ્યાની વૃદ્ધિને અર્થે કે સર્વ જીવાત્માના કલ્યાણને **અર્થે સનાતનધર્મ** મર્યાદા મુજબ વેદશાસ્ત્ર સ્મૃતિ આદીમાં વર્ણવેલા કર્મ ઉપાસનાને આશ્રય આપવામાં નબલા પડેલા આ દ્વિજાતીઓએ પોતાના સનાતન ધર્મનો પક્ષ કેવલ ત્યાગ કીધો. અને આગ્રહી મતાભિમાન કરી પંથ પક્ષ સ્વીકાર્યો પણ એટલું તો ડાહાપણનું કામ કીધું કે પોતાના આચાર્યના માનને બાહ્યોપચાર પૂર્વક પણ વળગી રહ્યા ખરા.

જીવન્મુક્ત પુરૂષોની ગતીનો અનુભવ તત્વજ્ઞાનના પરમ અધિકારી શિવાય કોણ કરી શકે ?? સનાતનધર્મ મર્યાદાથી ભ્રષ્ટ થએલા આગ્રહી મત બુદ્ધિએ વિચરનાર, કે નાસ્તિક બુદ્ધિએ વિચરનાર, શાસ્ત્ર બુદ્ધિનો પરપોટો પણ જાણે નહીં. તેવા પુરૂષોધનથી કિર્તિવંત ગણાવા બાહ્યોપચાર પૂર્વક ભક્તિનો ડોળ રાખવા લાગ્યા. રાજ્ય ભાષાના વિદ્વાનો તત્વજ્ઞાનીઓની ભુલો કાઢવા લાગ્યા. પણ પોતાની ભુલો શી રીતે જોઇ શકે ?? પોતાના કપાળ ઉપર લાગેલી ટીલી પોતે તો જોઇ શકતા નથી. અને બીજાની ભુલ કાઢવા જાય છે !!! પણ કીયાં શાસ્ત્રનો અભ્યાસ કરી તત્વની શોધ ઉપર ઊતરો તત્વજ્ઞ પુરૂષોનો તુલના કરવાગાં બુદ્ધિ વાપરે છે કે ??? હીરાની પરીક્ષા શાકભાજી વેચનાર શું જાણે ?? **પણ ધન્ય છે કલી !!!** આમ કર્યા શિવાય તત્વજ્ઞ પુરૂષોનો મર્યાદાનો ભ્રંશ થનાર નહોતો. પણ અંધકારમાં આળોટનારા જાણતા નથી કે–કલ્પવૃક્ષનો ત્યાગ કરી ક્ષુધા સમય શું ખાશો ?? અમૃત જળનો ત્યાગ કરી તૃષા સમય શું પીશો ?? જન્મ મર્ણના મહાસંકટના ટાળનાર તત્વજ્ઞ પુરૂષોના બોધ શિવાય તમારો કદાપી છુટકો નથી. ત્યારે આ હાથે કરીને પોતાનાજ આત્માનું હનન કરનાર શી

રીતે સુખી કહેવરાવે છે ??? * * * *

જે શુદ્રો દ્વિજાતીઓની સેવા કરવાને સૃજેલા છે. તેને દ્વિજાતી બંધુઓ ગુરૂ રૂપ માનવા લાગ્યા. શુદ્ર જ્ઞાતીના સાધુ થએલા પ્રપંચીઓ વૈષ્ણવ મતના વૈરાગી બની બ્રાહ્મણો આદીને પગે લગાડવા લાગ્યા. ધન્યભાઇ કલીયુગ!!! તારી પણ બલિહારી!!!

પ્રપંચી પુરૂષો બાહારનો ડોળ ઘણો રાખે છે જે માણસ લોભી હોય તે બાહારથી સંતોષ ઘણો સારો બતાવે છે. તેમ લુચ્ચો અને દાંભીક માણસ બાહારથી ભક્તિવાન કહેરાવવા ટીલાં-ટપકાં અને ભક્તિનો ભપકો બતાવે છે.તેમ શુદ્ર જનો પોતાની ઠાવકાઇ અને ગંભીરતા તથા ધર્મિષ્ટપણું બતાવવાને તથા પોતાને ભજની સમજાવવાને ખાતર કથા વિગેરે ભાષાના ગ્રંથોનું સેવન કરે છે અને પાછા પોતાના તરફથી સમજાવે છે કે "હું તો બ્રાહ્મણોને કથા સંભળાવતોજ નથી. પણ હું તો મારો આપે વાંચુંછું. હું તો તેમને ના કહુંછું પછી તે ગમે તેમ કરે." અને મને પગે લાગે તેમાં હું શું કરૂં.!! એમ બોલી પોતાની મહત્તા ધરાવે છે. મતલબ તેમાં એમ સમજાવે છે કે માહારાજ તો નિરાભીમાની છે. પણ એમની સદ્‌ગુરૂ વૃત્તિને લઇને બ્રાહ્મણો પગે લાગે છે.

પણ શાસ્ત્ર મર્યાદા અને દેહધર્મથી સંભાળવું પડે છે કે એવા ગુરૂરૂપે બોધ કરવાનો ધર્મ માત્ર બ્રાહ્મણ સ્વરૂપનો છે. તેથી તેવા શુદ્રો ભક્ત ભલે થાય પણ કથા વાંચવા જેવો ડોળ તો કળીયુગની મદદથી જ શુદ્ર કરી શકે છે. અને તેવીજ દુબુદ્ધિના અવિચારવાન પામર જીવદશાને પામેલા દ્વિજો. પણ તેઓને વંદન કરતા તેમના વિચારનું દિગ્દર્શન કરે છે. આ બધી પદ્ધતિ અને મર્યાદાનો ભ્રંશ કરનાર આ

કલિયુગ એવા શુદ્રવત્ આચરણ વાળા દ્વિજોના મુખથી કહેવરાવે છે કે અમારા સાધુઓ સારી ચાલના નથી. જેથી અમે તો નર્કમાંથી પણ રત્ન કાઢવાની ઇચ્છાએ શ્રવણુ કરીયે છીએ, અમે તો દેહરૂપે જોતા નથી. આવાં લોકોમાં દ્રષ્ટાંતો જાહેર કરી પોતાની ભુલો છુપાવે છે,

ક્યાં બ્રહ્મજ્ઞાનનો સવિતા અને ક્યાં વૈરાગ્યનો આગીયો- ક્યાં વેદશાસ્ત્ર ધારણુ કરવા વાળી તત્વ જ્ઞાનની પ્રકાશીત મતિ, અને ક્યાં પામર જીવોની અંધમતી-ક્યાં બ્રાહ્મણુ અને ક્યાં શુદ્ર--હવે ધર્મ શાસ્ત્ર તે શું. અને તત્વ જ્ઞાન તે શું ?? કલિયુગ શું કરી ના શકે ???

સનાતનધર્મ મર્યાદાને જાણુવાથી સત્ કર્મનો પ્રભાવ ખીલે છે. સત્ કર્મથી અભેદ ભક્તિ ઉપાસના પ્રભાવ પ્રકાશ પામે છે. અને ભક્તિથી વૈરાગ્ય-અને સાધનોની પ્રાપ્તિ થાય છે. સાધનના બળમાં તત્વ જ્ઞાનીઓનું શરણુ પ્રાપ્ત થાય છે. અને તત્વજ્ઞાનીઓના સમાગમમાં જીવન્મુક્ત બ્રહ્મજ્ઞાનની પ્રાપ્તિ થાય છે આ મર્યાદા તો ક્યાં સુકાઇ ઉડીગઇ !!! તેનો તો પતોજ લાગતો નથી. * * *

વિષયોથી વૈરાગ્ય થતો નથી—ધનનો મોહ ઉતરતો નથી—સ્ત્રી પુત્રાદીકની એષણા ઓલાતી નથી—અનૃત અન્યાય પ્રપંચ છુટતો નથી—અભિમાન વિલાતું નથી—અને મમતા માન મુકતી નથી—હવે આ બીચારો પામર ક્યાં જાય ??? મુંઝાઇ મુંઝાઇ કહેવા લાગ્યો કે ગમે તો મનુષ્ય જન્મ હોય પણુ બ્રહ્મજ્ઞાન આ અવતારમાં તો થાયજ નહિં. માટે ભક્તિજ કરવી—પણુ જાણુતા નથી કે, ભક્તિ શું પદાર્થ છે ?? તેનું ભાન કોને ?? ઘાંચીના બળદને ધોળે દીવસે પાટા બંધાય છે. પછી બીચારો બાંધેલો શું કરીશકે ??? * *

આગ વર્ણમાત્રની વ્યવસ્થા બગડી. આશ્રમ ધર્મમાં એક માત્ર ગૃહસ્થાશ્રજ પ્રદિપ્ત રહ્યો. અને એગ કહ્યા વિના પણ છુટકો નથી. કારણ ગળીના વસ્ત્રમાં બધા ડાઘ સમાય છે. માટે એજ પૂર્ણ અને પવીત્ર કહેવો પડે છે.

ભક્તિનો પ્રભાવ કેવો છે. તે જોઇ કે જાણી શકયા નથી ત્યાં સુધી સત્ય ભક્તિ મર્યાદા પણ જાણી શકાતી નથી. જુઓ ભક્તિ તત્વને માટે શાસ્ત્ર કહે છે કે:—

॥ मोक्ष कारण सामग्र्यां भक्तिरेव गरियासि ॥

॥ स्वस्वरूपानुसंधानं भक्तिरित्य भिधीयते ॥

જીવના જીવન્મુક્ત જ્ઞાન રૂપ મોક્ષ કારણની મુખ્ય સામગ્રી અર્થાત્ સાધન તેજ આ “ ભક્તિ ” સર્વોત્તમ છે. પણ આ ભક્તિનું સ્વરૂપ એવું છે કે, જે ભક્તિ સ્વસ્વરૂપાત્મ પરબ્રહ્મ જ્ઞાન સત્તાનો દ્રઢ નિશ્ચય પ્રાપ્ત કરે છે. અર્થાત્ તત્વજ્ઞાનને દીપાવે છે તેજ ભક્તિ કહેવાય છે આ શાસ્ત્રબોધથી ખાત્રી થાય છે. અને ભક્તિ કરી તેજ પ્રમાણુ રૂપ છે કે. જેથી તત્વજ્ઞાનનોજ નિશ્ચય થાય. અર્થાત્ જેને તત્વજ્ઞાન થાય. તેણેજ ભક્તિ કરી સિદ્ધ છે. પણ તત્વજ્ઞાનની પ્રાપ્તિ ના થાય. ત્યાં સુધી ભક્તિનું બાહ્યડોળ રાખનાર ઢોંગીજ છે એમ નિશ્ચય સમજવું જોઇએ. પણ કલિયુગ ઢોંગનોજ વિસ્તાર કરવા વાળો છે. માટે આ કાળમાં ભક્તિનો માત્ર બાહ્યડોળજ દેખાવ આપે છે.

હવે કળિયુગની સ્ત્રીઓની સ્થિતી જોવા લાગતાં વિચીત્ર ચિત્ર દર્શનમાં આવ્યું. ચિતાર ચિતરતાં મનરૂપી ચિતારાએ ચાલાકી વાપરી ચતુરાનું ચીત્ર ચીતર્યું છે. તે પ્રભુ રૂપેજ વંદનીય છે. બાકી દેહ

કે જે માયાપ્રપંચ અને માયા રૂપજ છે તે વિશે પછી શું કહેવાનું બાકી હશે ? ? ?

સ્ત્રીઓ પાતિવ્રત ધર્મથી ભ્રષ્ટ થઇ. પર પુરૂષમાં રતી સુખ ભોગવવા ધનની એષણાએ ધનવાનોથી સ્નેહ રાખવા લાગી. કુળવાન ગણાતી સ્ત્રીઓમાં દેહાભિમાન અને રૂપ તથા યોવનનું ગર્વિષ્ટપણું પ્રાપ્ત થયું. પર પુરૂષોથી ઉત્પન્ન થતી આ વર્ણસંકર પ્રજાની માતાને પોતાના સ્વધર્મનું તો ભાનજ નહિં. બાહ્ય ભક્તિની દોડાદોડ—એક બીજાની નિંધા—પરસ્પર વિરોધ—સબંધીઓમાં દ્વેશ—અને મહાત્માઓ-માં અભાવ—સત્‌શાસ્ત્ર ઉપરની અશ્રદ્ધા—અને કોઇ પણ રીતે દેહનું બળ સાચવવાની જાગૃતીવડે સ્ત્રીઓ લંપટ થઇ. ભક્તિના સ્વરૂપને જોતાં સ્ત્રીઓની ચિત્તવૃત્તી દયાલુ રહે છે. આ સ્વભાવ યુક્ત દેખા-વા લાગી ખરી—પણ આ પાપી કલિયુગે પ્રેમાંધત્વમાં તેઓનાં મન બહુજ રીતે ભ્રષ્ટ કીધાં ? ? ?

સનાતન ધર્મની મર્યાદા ડુબી—સ્નાન-તપ-વ્રત-દાન-પુન્ય-યાત્રા આદીક સર્વ મનઇચ્છા રૂપ થયાં. પુત્રેષણા અને ધનેષણા રૂપ વિચા-રોએ ધર્મ આગન્યા બળ તોડયું—સ્વામીને ઇશ્વર રૂપ ન માની તે-ની સેવામાં ભાગ ના લીધો એમ કલિયુગે સ્ત્રી જાતી પણ ભ્રષ્ટ કીધી.

વિધવા બાળાઓને પોતાના સ્વામીના મર્ણ પછી જેવા સંન્યા-સીને ધર્મ પાળવાના છે તેવા ધર્મનો બીલકુલ લોપ થયો. ઠાઠ અને બાહ્યડોળથી ખરડાઇ તપશ્ચર્યા અને વ્રતોનો સંપૂર્ણ ત્યાગ કીધો—પર પુરૂષમાં નીચ દ્રષ્ટિ રાખી નિચ વૃત્તિએ સાધુ સંતના નામ ધારી ઢોંગી વેશધારીઓના સહવાસમાં ઉતરી—અને વ્યભિચારાદી પાપ કર્મમાં બાલ હત્યાદીક દોષને આધીન થઇ પડી—નાસ્તિક પુરૂષોએ સનાતન

ધર્મને દબાવવા જેવું ડાળ કીધું—અને કહેવા લાગ્યા કે વિધવા સ્ત્રીઓ ધર્મ પાલન કરવા શક્તિમાન નથી અને આવાં ગર્ભહત્યાદીક પાપ કરે છે તો વિધવાનું પુનર્લગ્ન કરવાને શું હરકત છે ? ? બીચારી અબળાઓ-ને વિષય ભોગ પાસમાં સપડાવી વિષયવાસનામાં આરૂઢ બનાવનાર આ તેમના હિતશત્રુ મિત્રોએ તેમની બાળા દયાવાળી ગતી સમજાવવાનો પૂર્ણ પ્રયત્ન કીધો.

વર્ણસંકર પ્રજા વધારવાનો આ પ્રયત્ન હિંદુસ્તાનના આર્ય સ-નાતન ધર્મને બોળવાનો ખુલ્લો પ્રપંચજ છે. કેમકે વર્ણસંકર પ્રજા થયા શિવાય ધર્મનું બીજ નાશ પામતું નથી. જેનું અપવિત્ર બીજ બંધાય તેજ ધર્મથી ભ્રષ્ટ થાય. અને ધર્મભ્રષ્ટ થયા શિવાય આર્યની સ્વતંત્રતા પણ તુટે નહિં. તેમ ધર્મ લક્ષ્મીનો નાશ પણ થાય નહિં. આ મર્યાદાએ કલિયુગ હતર્યો. આખરે એવી ઉછાંછળી અને વિષયાંધ બુદ્ધિની ધનેષણાના નર્કમાં ગુંદાએલી અજ્ઞાત અધર્મિ બાળાઓ પો-તાના કલ્યાણરૂપ આ મોક્ષ સનાતન ધર્મના સિધ્ધાંતને તોડી પુન-ર્લગ્ન કરવા પણ તૈયાર થઇ. વિષયાંધ બુદ્ધિએ અને વિધવા રૂપે છતાં જાતી ભાતી કે વર્ણ અવર્ણનો વિચાર નહિં કરનારી આ રતી કુશળ પુરૂષોથી પ્રીતી જોડીને મીથ્યા સંસાર સુખ ભોગવવાને તત્પર થઇ. પણ સ્વપ્ન ભોગ કેટલા કાળનો સાચો લાગતો હશે.?? મૃગજળ કોની તૃષા છીપાવે છે ?? સર્પનું સેવન કોને સુખ કર્ત્તા થાય ??? પાછળથી પસ્તાવા સમાન એવી દુર્દશા થવા લાગી કે. ન્યાતીના લોકોએ ન્યાત બાહાર મુકી. અને એટલામાં આ પુનર્લગ્નીઓ પુરૂષ કાળના મુખમાં સપડાયો. એટલે પછી પારસી મુસલમાન આદીને ત્યાં પેટ ભરી ખાવા જેવા દીવસ આવ્યા—વા પાછળથી તેમને લાગ્યું કે આ ખોટું કીધું.

અને મનુષ્ય જન્મકર્ત્તવ્ય બગાડયું—એટલે પસ્તાવાનો પાર પણ રહ્યો નહિં.

જ્યાં સુધી સનાતન ધર્મબળ છે—ત્યાં સુધી આર્ય પ્રજાની સત્તા છે—ધર્મ લક્ષ્મી છે—સંપ છે,—કળા કૌશલ્ય છે—સ્વદેશાભીમાન છે—ધર્મનાં તત્વો ધારણ કરનાર પ્રજા જો બુધ્ધિ બળથી ભ્રષ્ટ થએલી અને જાતીથી ભ્રષ્ટ થએલી હોય તોજ ધર્મબળ નાશ થઇ શકે છે એમ સર્વત્ર ધર્મબળનો વિલય થવારૂપ કલિનો પ્રભાવ ખીલવા લાગ્યો. અને કલિ વ્યાપકરૂપ દેખાયો. હજી કલિયુગ આથી પણ ખરાબ દશા આ દેશની કરવા ધારે છે. જેથી જાગૃત રાખવા આર્ય પ્રજાને બોધ રૂપ આ કલિયુગના ધર્મ પ્રકાશમાં મુક્યા છે. માહા સમુદ્રના ક્ષાર જળમાં મીઠા પાણીનો સ્વાદ માનનાર સન્નિપાત દશાનોજ અનુભવ કરે છે એમ નક્કી સમજવું.

આર્યપ્રદેશના આર્યજનોની આવી દુર્મતી કેમ થઇ ?? આ પ્રશ્ન થતાં માત્ર **"કલિયુગ નૃપતિની સ્વતંત્રસત્તાજ."** આ શિવાય ઘણું પણ છે. છતાં લખેપાર આવે નહિં. માટે હવે ટુંકામાં કલિયુગના ધર્મ સમજવા **શ્રીમત્ ભાગવતનો** સાર કહેવામાં આવે છે તે ઉપર આર્યબંધુઓ ધ્યાન આપશે.

કેટલાએક અવિચારીજનોને એવા વિચારો થશે કે જ્યારે કલિયુગ પોતાના પ્રવાહથી જનસમુહમાં આવી પ્રાયશ્ચીત બુદ્ધિનો પ્રકાશ કરશે તો આપણને પાપનો ભય નથીજ. કલિયુગને લીધે બુદ્ધિ એવુંજ કામ કરવાની થાય તેમાં અમારે શું ??

આવા વિચારના જનોને તેનો જવાબ સમજવો ઘટે છે કે કલિયુગ ધર્મને અનુસરનારા પાપીજનોની એવી દુર્મતી થશે. એટલે પો-

તાનો નરજન્મકર્ત્તવ્ય લાભ અને સનાતનધર્મની વૃદ્ધિ ઇચ્છનારા વિવેકી પુરૂષોએ કલિયુગના અધર્માચરણથી બચવા પ્રયત્ન કેમ ના કરવો ??? પોતાનો સત્યલાભ કેમ ના સંભાળવો ?? વાડ કીધા વિના ખેતરનું અન્ન સચવાશે નહિં એમ જાણનારે વાડ કેમ ના કરવી !! પછી ઢોર છીંડું પાડે તો મજબુત કરવી અને તેમ છતાં ગફલત ખવાય. અને અન્નને નુકશાન થાય તો તે પ્રારબ્ધ !!! પણ જાણી જોઈ બારણાં ઊઘાડાં મુકી ચોરથી નિર્ભય રહેવું—એ વ્યાજબી ગણાય નહિં. પાપનો ભય કેમ નહિં. ?? પુન્ય પ્રકાશ અને સત્યકર્તવ્યને માટે મનુષ્ય દેહ ધારણ કરનારે નીતી અને સનાતન ધર્માચરણથીજ પ્રવર્તે રહેવું જોઇએ.

## ॥ कलियुगनुं वर्त्तन. ॥

॥ श्री शुकउवाच ॥

॥ ततश्चानुदिनं धर्मः सत्यं शौचंक्षमादया ॥
॥ कालेन बलिना राज न्नंक्ष्यंत्यायुर्बलं स्मृतिः॥१॥

શુકદેવજી પરિક્ષિત રાજાને કહે છે.

બલવાન કલિયુગના પ્રભાવથી દિવસે દિવસે ધર્મ, સત્ય, પવિત્રતા, ક્ષમા, દયા, આયુષ્ય, બલ અને ઇશ્વરસ્મર્ણ નાશ પામશે.

॥ वित्तमेव कलौनृणां जन्माचार गुणोदयः ॥
॥ धर्मन्याय व्यवस्थायां कारणं बलमेव हि ॥२॥

કલિયુગમાં જેની પાસે ધન હશે તેજ માણુસ કુલવાન, આ-

આરવાન, અને ગુણવાન, ગણાશે. જેનું બલ વધારે હશે તેજ ધર્મિષ્ટ અને ન્યાયી ગણાશે.

॥ दांपत्येऽभिरुचिर्हेतु र्मायैव व्यवहारिके ॥
॥ स्त्रीत्वे पुंस्त्वे च हि रतिर्विप्रत्वे सूत्रमेव हि॥३॥

સ્ત્રી અને પુરૂષોના ( લગ્ન ) સબંધમાં કુલ ગોત્રાદીક ( જાતીનું ) પ્રમાણ નહિં પણ પરસ્પર પ્રિતિનુંજ કારણ સબંધ સમજાશે. અને લેણ દેણના વ્યવહારમાં કપટજ કરવામાં આવશે. સ્ત્રી કે પુરૂષોની શ્રેષ્ટતા—આચાર ધર્મ ઉપર નહિં રહેતાં રતિ કરવામાં કુશળતા ઉપરજ માનવામાં આવશે. અને બ્રાહ્મણપણામાં માત્ર સુત્ર ( જનોઇ ) જ રહેશે.

॥ लिंगमेवाश्रम ख्याता वन्योन्यापत्ति कारणम् ॥
॥ अवृत्त्यां न्यायदौर्बल्यं पांडित्ये चापलं वचः ॥४॥

આશ્રમોને જાણવામાં અને એક બીજાને માન આપવામાં તેઓનો આચાર ગણાશે નહિં. પણ દંડ મૃગચર્માદિ નિશાની માત્રજ કારણરૂપ રહેશે. ન્યાયાધીશોને લાંચ આપશે નહિ. તો તે ન્યાયમાં હારશે. વધારે બોલનાર પંડિત ગણાશે.

॥ अनाढयतैवासाधुत्वे साधुत्वे दंभ एव तु ॥
॥ स्वीकार एव चोद्वाहे स्नानमेव प्रसाधनम् ॥५॥

સાધુતા સારી પાલતો હશે પણ ધનથી રહીત હશે તો અસાધુ ગણાશે. અને સાધુપણામાં માત્ર ઢોંગીજ પ્રકાશશે. અને લગ્ન

સબંધમાં ક્રિયા નહિં પણ સ્વીકારજ માત્ર કારણ રૂપ રહેશે. સ્નાન માત્રજ પરમ સાધન રૂપ અલંકાર કહેવાશે.

॥ दूरे वार्ययनं तीर्थं लावण्ये केशधारणम् ॥
॥ उदरं भरता स्वार्थः सत्यत्वे धाष्टर्यमेव हि ॥६॥

જે જલાશય દુર હશે તેજ તીર્થ ગણાશે (ગુરૂ કે માતાપીતાને તીર્થ ગણશે નહીં) કેશ સારા રાખવામાં લાવણ્યતા ગણાશે. પેટ ભરવું એજ પુરૂષાર્થ મનાશે. અને જેમાં વધારે લુચ્ચાઇ હશે તે માણુસ સાચો ગણાશે.

॥ दाक्षं कुटुंब भरणं यशोर्थे धर्म सेवनम् ॥
॥ एवं प्रजाभिर्दुष्टाभिराकीर्ण क्षिति मंडले ॥७॥
॥ ब्रह्मविट् क्षत्र शूद्राणां यो बली भविता नृपः॥
॥ प्रजाहि लुब्धे राजन्यैर्निर्घणैर्दस्युधर्मभिः ॥८॥
॥ आच्छिन्नदार द्राविणा यास्यंति गिरिकाननम् ॥
॥ शाक मूला मिषक्षौद्र फलपुष्पाष्टि भोजनाः ॥९॥

કુટુંબનું પોષણ કરવું એજ ચતુરાઇ ગણાશે–યશ પ્રાપ્તિને માટેજ ધર્મનું સેવન માનવામાં આવશે આ પ્રમાણે પૃથ્વી મંડળ દુષ્ટ પ્રજાથી વ્યાપ્ત થતાં બ્રાહ્મણ ક્ષત્રી વૈશ્ય અને શુદ્રોમાં જે બળવાન હશે તેજ રાજા થશે ધનના લોભિયા નિર્દય, અને ચોર જેવી રીતી રાખનાર નૃપતીઓ સ્ત્રીયોના ઉપર જુલમ ગુજારશે અને બળાત્કારે ધનને લુટશે. એટલે આ સર્વ પ્રજા પર્વત અને વનમાં

રહેવા જશે—અને ત્યાં શાક, મુળ, માંસ, મધ, ફલ, ફુલ, અને બીજ વીગેરે ખાઇને પોતાનો નિર્વાહ ચલાવશે.

॥ अनावृष्टया विनंक्ष्यंति दुर्भिक्ष करपिडिताः ॥
॥ शीत वाता तप मावृड्हिमै रन्योन्यतःप्रजाः ॥१०॥

અનાવૃષ્ટિ થવાથી અને દુર્ભિક્ષ ( દુષ્કાલ ) પડવાગાં કરોના મારથી પીડાતી પ્રજા ટાઢ, વાયુ, તડકો વરસાદ હીમથી તથા પરસ્પરના વૈર ભાવથી નાશ પામી જશે.

॥ क्षुत्तड्भ्यां व्याधिभिश्चैव संतापेन च चिंतया ॥
॥ त्रिंश द्विंशतिवर्षाणि परमायुःकलौन्नृणाम् ॥११॥

ભુખ, તરસ, રોગ સંતાપ અને ચીંતાને પામેલી આ કલિયુગની પ્રજા. ત્રીશ વર્ષના કે વિશવર્ષના આયુષનેજ ભોગવશે.

॥ क्षीयमाणेषु देहेषु देहिनां कलि दोषतः ॥
॥ वर्णाश्रमवतां धर्मे नष्टे वेदपथे नृणाम् ॥१२॥
॥ पाखंड प्रचुरे धर्मे दस्यु प्रायेषु राजसु ॥
॥ चौर्यानृतवृथाहिंसानानावृत्तिषु वै नृषु ॥१३॥
॥ शूद्रप्रायेषु वर्णेषु च्छागप्रायासु धेनुषु ॥
॥ गृहप्रायेष्वाश्रमेषु यौनप्रायेषु बन्धुषु ॥१४॥
॥ अणुप्राया स्वोषधीषु शमीप्रायेषु स्थास्नुषु ॥
॥ विद्युत्प्रायेषु मेघेषु शून्यप्रायेषु सद्मसु ॥१५॥

॥ इत्थं कलौ गतप्राये जनेषु खरधर्मिणि ॥
॥ धर्मत्राणाय सत्त्वेन भगवानवतरिष्यति ॥१६॥

કલિયુગના દોષને લીધે મનુષ્યાદિ જીવોનાં શરીર નાહનાં થઇ જતાં વર્ણાશ્રમવાળા મનુષ્યોનો વેદસનાતનધર્મ નાશ પામશે. અને ધર્મમાં પાખંડ મત ઘણા વધી પડશે. રાજાઓ ચોરનું કામ કરવા લાગશે. લોકો ચોરી, મિથ્યા ભાષણ તથા વૃથાહિંસાદીક અનેક અનૃત કર્મ કરશે સઘળી વર્ણ, શુદ્ર જેવી થઇ જશે. ગાયો બકરી જેવી થશે, આશ્રમ ધર્મમાં માત્ર ગૃહસ્થાશ્રમજ રહેશે બંધુઓમાં વેહેવાઇનો સબંધ મુખ્ય ગણાશે. ઔષધી સુક્ષ્મબળવાળી થશે. વૃક્ષોમાં માત્ર શમીનું વૃક્ષ રહેશે—વરસાદમાં માત્ર વિજળીઓ અને સર્વ ઘરોમાં ધર્મ રહેશે નહિં. લોકમાં અપરંપાર કષ્ટ વૈર અને અપાર દોશો ઉત્પન્ન કરનાર આ કલિયુગ એમ કરતાં પુરો થવા આવશે. ત્યારે માણસો ખર ધર્મને આચરવા લાગશે. આવી નીચામાં નીચી અધમગતી થતાં ભગવાનને સત્વ ગુણોસહ અવતાર ધારણ કરવો પડશે.

॥ चराचर गुरोर्विष्णो रीश्वरस्याखिलात्मन ॥
॥ धर्मत्राणाय साधूनां जन्म कर्मापनुत्तये ॥१७॥

સ્થાવર જંગમ વ્યાપ્તમાન એવા સર્વના ગુરૂ સ્વરૂપ અંતર્યામી સ્વરૂપ ભગવાનનો જન્મ સાધુ પુરૂષોના સનાતન ધર્મનું સંરક્ષણ કરવાને અને કર્મોના મહાન બંધનને તોડી જીવાત્માઓને મોક્ષ આપવા સારૂજ થાય છે.

॥ यदा मायाऽनृतं तन्द्रा निन्द्रा हिंसा विषादनम्॥
॥ शोको मोहो भयं दैन्यं स कलिस्तामसःस्मृत ॥१८॥

જ્યારે લોકોમાં કપટ, મિથ્યાભાષણ, આલસ્ય, નિદ્રા, હિંસા દુઃખ (વૈર) શોક, મોહ, ભય અને દૈન્યતા ઉત્પન્ન થાય ત્યારે તમો ગુણની પ્રાધાન્યતા વાળો કલિયુગ જાણવો જોઇએ.

॥ यस्मात्क्षुद्रदृशो मर्त्याः क्षुद्रभाग्यामहाशनाः ॥
॥ कामिना वित्तहीनाश्च स्वैरिण्यश्चस्त्रियोऽसतीः ॥१९॥

કલિયુગના લોકો ક્ષુદ્ર અર્થાત્ નીચી અને ભેદબુદ્ધિ વાળા, અલ્પભાગ્યવાળા, બહુ ખાનારા, અતી કામી ( વિષયી ) અને ધનથી હીન થશે. અને સ્ત્રીઓ પણ દુષ્ટ સ્વભાવવાળી અને વ્યભિચારીણી થશે.

॥ दस्यूत्कृष्टा जनपदा वेदाः पाखंड दूषिताः ॥
॥ राजानश्च प्रजा भक्षाः शिश्नोदरपरा द्विजाः ॥२०॥

દેશમાં ચોરનો ઉપદ્રવ ઘણો થશે, વેદો પાખંડ જનોથી દુષિત થશે–અર્થાત્ વેદ પણ માન્ય રૂપ રહેશે નહિં. રાજાઓ પ્રજાનાં ગળાં ચુશી ખાશે, અને બ્રાહ્મણો ઉપસ્થ (ગુહ્યેન્દ્રિ ) અને ઉદરના કામમાંજ તત્પર રહેશે.

॥ अव्रता बटवोऽशौचा भिक्षवश्च कुटुंबिनः ॥
॥ तपस्विनो ग्राम वासा न्यासिनोह्यर्थ लोलुपाः ॥२१॥

બ્રહ્મચારીઓ ઉત્તમ આચાર વિચારથી તથા પવીત્રતાથી રહીત થશે– કુટુંબી ગ્રહસ્થો કોઇને ભિક્ષા નહિં આપતાં પોતેજ ભિક્ષા માગવા લાગશે. તપસ્વી લોકો વન મુકીને ગામમાં રહેશે. અને સંન્યાસીઓ ધનાદીકમાં આશક્તિવાન થશે.

॥ ह्रस्वकाया महाहारा भूर्यपत्या गतह्रियः ॥
॥ शश्वत्कटुक भाषिण्य श्चौर्यमायोरु साहसाः ॥२४॥

સ્ત્રીઓ ટુંકી કાયાવાળી, બહુ ખાનારી, બહુ છોકરાં જણનારી લજ્યા વિનાની, નિરંતર કટુ શબ્દ બોલનારી, ચોરી, કપટ અને સાહસ કરનારી થશે.

॥ पण यिष्यंति वै क्षुद्राः किरीटाः कूटकारिणः ॥
॥ अनापद्यपि मंस्यंते वार्त्ता साधु जुगुप्सिताम् ॥२५॥

કપટ કરનારા. ક્ષુદ્ર વાણીઆઓજ વેપાર કરશે—સર્વે જનો આપત્ કાલ વિના પણ સત્ પુરૂષોએ ધીટકાર રૂપ જાણેલી આજીવીકાને માન્ય આપશે.

॥ पतिं त्यक्ष्यंति निर्द्रव्यं भृत्या अप्यखिलोत्तमम् ॥
॥ भृत्यं विपन्नं पतयः कौलं गाश्चापयस्विनीः ॥२६॥

સ્વામિ ( શેઠ ) સર્વોત્તમ સ્વભાવ વાળો છતાં જો નિર્ધન થઇ જશે તો ચાકરો તેનો ત્યાગ કરશે. ચાકર પણ ઉત્તમ અને ઘણા દિવસથી રહેનારો છતાં રોગાદીકથી પીડાનો અને કામ કરવાને જો અશક્ત થશે તો સ્વામી કાઢી મુકશે—લોકો પણ દુધની આપનારી ગાયોનો ત્યાગ કરશે—

॥ पितृ भ्रातृ सुहृज्ज्ञातीन्हित्वा सौरत सौहृदाः ॥
॥ ननांद्रश्याल संवादा दीनाः स्त्रैणाःकलौनराः ॥२७॥

કલિયુગમાં બાપ ભાઇ સબંધી અને જ્ઞાતિઓનો ત્યાગ કરી

સુરત ( ૩૫ ) સંબંધી પ્રેમનેજ રાખનારા અને સ્ત્રીઓને વશ થએલા, વિષયથી દીન થએલા, લોકો સાળીઓ અને સાળાઓથીજ ઐક્યત્વ ( સંપ ) રાખશે—અર્થાત્ તેજ ખરા સગા છે એમ માની તેમનીજ પ્રીતી માન્ય કરશે.

॥ शूद्राः प्रतिग्रहीष्यन्ति तपो वेषोपजीविनः ॥
॥ धर्मं वक्ष्यंत्य धर्मज्ञा अधिरुह्योत्तमासनम् ॥२८॥

તપસ્વીઓના વેશથી જીવનારા શુદ્ર લોકો લોકો પાસેથી દાન લેશે—અને ધર્મ ( સનાતન ધર્મ ) ને નહિં જાણનારા ( અધર્મિ કે અન્ય ધર્મિ ) લોકો ઉંચા આસન ઉપર બેસીને ધર્મજ્ઞ બની ધર્મનો ઉપદેશ કરશે—

॥ नित्य मुद्विग्नमनसो दुर्भिक्ष करपिडिताः ॥
॥ निरन्ने भूतले राजन्ननावृष्टि भयातुराः ॥२९॥

હે રાજન્ ! ! પૃથ્વી અન્નવિનાની થતાં અને દુર્ભિક્ષ ( દુષ્કાલ ) થી અને રાજાના કરોથી ત્રાસ પામેલી અને અનાવૃષ્ટિના ભયથી કાંપતી પ્રજા થશે.

॥ वासोन्नापानशनव्यवायस्नानभूषणैः॥
॥ हीनाः पिशाच संदर्शा भविष्यंति कलौ प्रजाः ॥३०॥

કલિયુગના જનો વસ્ત્ર, અન્નપાન, શયન, મૈથુન, સ્નાન, તથા ભૂષણ વીનાના અને પિશાચ ( ભૂત ) ના જેવા થઇ જશે.

॥ कलौ काकिणिकेऽप्यर्थे विगृह्य त्यक्त सौहृदाः ॥
॥ त्यक्ष्यन्ति च प्रियान्प्राणान्हनिष्यति स्वकानपि॥३१॥

કલિયુગના જનો એક કોડી સરખા ધનને માટે ક્લેશ ઉભાં કરી સ્નેહનો ત્યાગ કરનારા થશે—અને પ્રાણુ ત્યાગ કરવા પણુ તૈયાર થશે. તથા પોતાના કેટલાએક સગા સબંધી હશે તો પણુ મારી નાખશે.

॥ नरक्षिष्यंति मनुजाः स्थविरौ पितरावपि ॥
॥ पुत्रान्सर्वार्थ कुशला न्क्षुद्राः शिश्नोदरंभराः ॥३२॥

કલિયુગના જનો પોતાના ધરડા માતપીતાની પણુ સેવા કરશે નહિં. તેમ શિશ્ન ( ગુહ્યેન્દ્રી ) ને તથા ઉદરનેજ તૃપ્ત કરનારાં માત પીતા સઘળા વિષયોમાં નિપૂણુ પુત્રોની પણુ રક્ષા કરશે નહિં.

॥ कलौ न राजन् जगतां परं गुरुं, ॥
॥ त्रैलोक्यनाथा नत पादपंकजम् ॥
॥ प्रायेण मर्त्या भगवंतमच्युतं, ॥
॥ यक्ष्यंति पाखंड विभिन्न चेतसः ॥३३॥

હે રાજન!!! આ કલિયુગને વિશે જગતના પરમ સદ્‌ગુરૂ સ્વરૂપ કે જેના ચર્ણારવિંદમાં ત્રૈલોકના અધિપતિઓ પણુ નમસ્કાર કરે છે. એવા અચ્યુત અવિનાશી ભગવાનને પાખંડ બુદ્ધિથી ભગીન થએલા ચીત્તવાળા પાખંડી જનો કદાપી પણુ પુજશે નહિં.

॥ यन्नामधेयं म्रियमाण आतुरः ॥
॥ पतन् स्खलन्वा विवशो गृणन्पुमान् ॥
॥ विमुक्त कर्मार्गल उत्तमांगति ॥
॥ प्राप्नोति यक्ष्यन्ति नतं कलौजनाः ॥३४॥

પુરૂષો મૃત્યુના સમયમાં આતુર થતાં, પડતાં અથવા ઠેસ વાગતાં પરતંત્રતામાં પણ જે પરમાત્માનું નામ સ્મરણ કરવાથી જન્મજન્મનાં કર્મના પ્રતિબંધમાંથી છુટીને ઉત્તમ ગતીને પામે છે. એવા પરમાત્માના અભય સ્વરૂપને આ કલિયુગના લોકો પુજશે નહીં.

આવી કલિધર્મની પ્રવર્તિ અને ધર્મની દૌર્બલ્યતા જોઈ તથા પ્રજાની અધમ થતી જતી સ્થિતીનો અનુભવ તપાસી, પરબ્રહ્મ સચ્ચિદાનંદ ૐકાર પરમાત્માની દીનદયાલ સ્વભાવે સનાતન ધર્મની વૃદ્ધિ કરવા પોતાના **સગુણ બ્રહ્મવિત્ સંત** પુરૂષમાં આજ્ઞા થતી સમજાઇ.

**સંત પુરૂષો** ગંગા સમાન પોતે પવીત્ર અને સર્વને પવીત્ર કરવાવાળા છે **સમુદ્ર** સમાન તત્વજ્ઞાનથી ભરપુર અને સર્વની અજ્ઞાનતા રૂપી મળને સમાવનાર છે. **ચંદ્રમા** સમાન શિતળ જ્ઞાન પ્રકાશના દાતા છે. **અગ્નિ** સમાન અવિદ્યા જાળને બાળનાર છે. **સૂર્ય** સમાન મહાન્ અઘોર અંધકારમાં સ્વયંપ્રકાશમાન પ્રકાશિત છે. માતા સમાન વાત્સલ્યતા ધારણ કરનાર છે.

અનેક અપરાધી, પાપી, અને પામર બુદ્ધિના દેહાધ્યાસી. દેહ દર્શિ—અને પોતાની અપાર ભુલો છુપાવવાનો પ્રયત્ન કરી સંત પુરૂષોની ભુલો કાઢનાર, સંત સાધુ અને બ્રાહ્મણોની નિંધા કરનાર, **મુકતોને** અનેક પ્રકારે કષ્ટ આપનાર, **સનાતન** ધર્મબળને તોડવાનો પ્રયત્ન કરનાર, **માતાજીને** નામે મધમાંસાદીને ભક્ષણ કરનારા—કર્મ ઉપાસનાનો ત્યાગ કરનાર—તત્વજ્ઞાન મર્યાદાનો ભ્રંશ—ધરનાર પોતાની અજ્ઞાનતાને જાણી શક્તા નથી. અને પોતાની અજ્ઞાનતાને ટાળી પણ શક્તા નથી. ગુરૂ ભાવથી બહિરમુખ રહે છે—એવા અજ્ઞાન જનોના અનેક અપ-

રાધોની ક્ષમા આપી તેમના અનેક દુર્બુદ્ધિ વિચારો ટાળવા સારૂ અને કલિયુગથી થતી હાની સમજાવી, પશ્ચાત્ પોતાનો સત્ય સનાતન ધર્મ સમજાવવા સારૂ આચાર્ય સંત પુરૂષો મોહાભારત પ્રયાસ ધારણુ કરવા ઉત્કંઠીત દીસવા લાગ્યા.

વેદ સનાતન ધર્મના પવિત્ર દ્વિજાતી બંધુઓને. ૪ **વેદ**. (ઋગ્. યજુ, શામ, અથર્વ ) ૬ **શાસ્ત્ર**. (યોગ, સાંખ્ય, ન્યાય, વૈશેષિક, પૂર્વ મિમાંસા, અને ઉત્તર મિમાંશા—વેદાંત ) તથા ૧૮ **પુરાણ**. માનવાની એટલે તેમાં વર્ણવેલા પવીત્ર નિતિધર્મ, કર્મ, ભક્તિ અને જ્ઞાન વૈરાગ્યાદિ યથાર્થ પાલન કરવાની આજ્ઞા છે. અને એ આજ્ઞાએ વર્તનાર આ સંસારમાં જીવન્મુક્ત ( મોક્ષ ) સ્થિતીનો અનુભવ કરી શકે છે.

ચાર **વેદની** શ્રુતિઓના વિસ્તાર રૂપ આ **શાસ્ત્રોનો** અને **સ્મૃતિઓનો** સમુદ્ર છે. એટલે શ્રુતિ સિદ્ધાંત તત્વજ્ઞાનની બુદ્ધિ એટલા ટુંકા વાક્યોથી લાંબા અનુભવ કરી શકે એવા વિચારો **સ્મૃતિશાસ્ત્રો**માં છે. તેમ આટલા પણ વિસ્તારમાં અનુભવને નહીં ધારણ કરનારી બુદ્ધિને વાર્તા રૂપે ખુલાસા કરવા આ પુરાણોની રચના પ્રકાશમાં આવી છે. માટે પુરાણો પણ વેદના મુળતત્વોના આધારે છે. ઉદર નિમીત્ત વેશમાં પુરાણુના પાઠક જનો એવા પુરાણુના શુદ્ધતત્વના સારને સમજી શકતા નથી. જેથી પુરાણોમાં નાસ્તિક બુદ્ધિના પામર જનોની અનાસ્થા થાય છે. પણ તેમ ન કરતાં પૂરાણમાંજ આ કાળના જડબુદ્ધિના વિચાર કરનારા જનોને આસ્થા ધારવી યોગ્ય છે એમ જાણી. **શ્રીમત્ ભાગવત્** ના સારાંશ રૂપ આ **સનાતન ધર્મ** નું વર્ણન આપવામાં આવેલું છે. તો બ્રાહ્મણ, ક્ષત્રી વૈશ્ય, આદી

સનાતન ધર્મ બળને ઉત્તેજન આપનાર શૈવ વૈષ્ણુવાદી આગમ ગ્રં-થો, દુર્ગુણોના વિનાશને અંગે સદ્ગુણ પ્રકાશમાન કરશે. અને મ-નુષ્ય દેહ જન્મ કર્તવ્ય સફળ કરી, સ્વધર્મ પાલન કરી, ભક્તિજ્ઞાન થી મુક્ત દશાનો આનંદ લેશે.

યુધિષ્ટિર અને નારદજીના સંવાદ રૂપ આ શ્રીમત્ ભાગવતનો સારાંશ—

## ॥ युधिष्टिर उवाच ॥

**॥ भगवन् श्रोतुमिच्छामि नृणां धर्मं सनातनम् ॥**
**॥ वर्णाश्रमाचारयुतं यत्पुमान्विंदते परम् ॥१॥**

હે નારદજી!!! વર્ણ ( બ્રાહ્મણ, ક્ષત્રી, વૈશ્ય અને શુદ્ર ) અને આશ્રમમાં ( બ્રહ્મચર્ય, ગ્રહસ્થાશ્રમ. વાનપ્રસ્થ, સંન્યાસ ) સદાચાર સહિત આ મનુષ્યોનો **સનાતન ધર્મ** સાંભળવાની ઇચ્છા છે. કે જે **સનાતન ધર્મ** પાળવાથી મનુષ્યોને ભક્તિ જ્ઞાનની પ્રાપ્તિ થતાં પરમપદને પામે છે.

**॥ नारायणपरा विप्रा धर्मं गुह्यं परं विदुः ॥**
**॥ करुणाः साधवः शान्तास्त्वाद्विधा न तथा परे ॥२॥**

હે માહારાજ!! આપ સાક્ષાત્ નારાયણના પરમ ભક્ત છો. વળી કરૂણાવડે ભરપુર દયાવાન છો. (ભક્તોના ત્રીવીધ તાપ સંતા-પને ટાળવા રૂપ પરિશ્રમ વેઠનાર) સાક્ષાત્ સાધુ (તત્વજ્ઞાની) અને શાન્ત આત્માના જ્ઞાનને જાણવાથી શાન્તિવાળા આપ જેવા બ્રાહ્મણોને

સનાતન ધર્મ નું જેવું ઉંચું ગુહ્યજ્ઞાન હોય છે. તેવું બીજાઓને હોતું નથી. માટે આપ કૃપા કરી કહો.

## ॥ नारद उवाच ॥

॥ नत्वा भगवतेऽजाय लोकानां धर्महेतवे ॥
॥ वक्ष्ये सनातनं धर्मं नारायण मुखाच्छ्रुतम् ॥३॥

અવિનાશી એવા ભગવાનને પ્રથમ નમસ્કાર કરીને લોકોના ધર્મ હેતુને માટે સાક્ષાત્ નારાયણના મુખથીજ શ્રવણ કરેલો આ સનાતન ધર્મ તમને કહું છું.

॥ धर्ममूलं हि भगवान् सर्ववेदमयो हरिः ॥
॥ स्मृतं च तद्विदां राजन् येन चात्मा प्रसीदति ॥४॥

સનાતન ધર્મ ના વિષયમાં સર્વ વેદ રૂપ ભગવાન એ પહેલું પ્રમાણ છે. અર્થાત્ સનાતનધર્મ તે વેદનોજ આધાર છે. અને તે વેદના આધારે સ્મૃતિનેજ જાણવી. એથી આત્માનું જ્ઞાન પ્રકાશ થાય છે.

### સર્વ વર્ણઆશ્રમ ના સામાન્ય ધર્મ.

सत्यं दया तपः शौचं तितिक्षेक्षा शमो दमः ॥
॥ अहिंसा ब्रह्मचर्यं च त्यागःस्वाध्याय आर्जवम् ॥५॥
॥ संतोषः समदृक्सेवा ग्राम्येहो परमःशनैः ॥
॥ नृणां विपर्यये हेक्षा मौनमात्मविमर्शनम् ॥६॥

॥ अन्नाद्यादेः संविभागो भूतेभ्यश्च यथार्हतः ॥
॥ तेष्वात्म देवता बुद्धिः सुतरां नृषु पांडव ॥७॥
॥ श्रवणं कीर्तन चास्य स्मरणं महतां गतेः ॥
॥ सेवेज्याऽवनतिर्दास्यं सख्यमात्म समर्पणम् ॥८॥
॥ नृणांमयं परो धर्मः सर्वेषां समुदाहृतः ॥
॥ त्रिंश ल्लक्षणवान् राजन् सर्वात्मायेन तुष्यति ॥९॥

સત્ય, દયા, વ્રત, પવિત્રતા, યોગ્ય અયોગ્યનો વિવેક, મનનો નિગ્રહ, ઇન્દ્રિયોનો નિગ્રહ, અહિંસા, બ્રહ્મચર્ય, દાન, વેદ શાસ્ત્ર પુરાણ આદીનો અભ્યાસ. અને જપ. સરળતા, સતોષ, સમદર્શિ તત્વજ્ઞાની સદ્‌ગુરૂ સંત સેવા—પ્રવૃત્તિ એટલે સંસારની વાસના રૂપ કર્મમાંથી ધીમે ધીમે નિવૃત્તિ લેવી. મનુષ્ય કર્તવ્યની નિષ્ફળ જતી ક્રીયાનો વિચાર કરવો—વૃથા બાપણુનો ત્યાગ—દેહાદિકથી આત્મા જુદો છે એવો સત્ય વિચાર કરવો—પોતાને માટેના અન્નાદીકમાંથી બીજા પ્રાણીયો- નો યથાયોગ્ય વિભાગ—સઘળાં પ્રાણીઓને અને તેઓમાં પણ વિ- શેષે કરીને મનુષ્યોમાં પરમાત્મા સ્વરૂપને જાણવું—તત્વદર્શિ સંત માહાત્માઓની ગતીરૂપ પરમાત્માના જ્ઞાનનું શ્રવણ—કીર્તન—સ્મરણ સેવા—પુજા—નમસ્કાર—દાસત્વ—સખપણુ. અને દેહનું સમર્પણ આ **ત્રીશ** લક્ષણ વાળો **સનાતન** ધર્મ સર્વવર્ણ આશ્રમવાળા મનુષ્યો- ને માટે સામાન્ય રૂપે પાળવાનો છે—અને આ ધર્મથી શ્રી પરબ્રહ્મ પરમાત્મા સંતુષ્ટ થઇ સ્વયંપ્રકાશેછે.

॥ संस्कारा यत्र विच्छिन्नाः सद्विजोऽजो जगाद यम् ॥

॥ इज्याऽध्ययनदानानि विहितानि द्विजन्मनाम् ॥
॥ जन्मकर्मावदातानां क्रियाश्चाश्रम चोदिताः ॥१०॥

વેદના મંત્રોથી જેને ગર્ભાધાનાદિક સંસ્કાર અવિચ્છિન્ન થાય તે દ્વિજ ( બ્રાહ્મણ, ક્ષત્રી, વૈશ્ય ) કહેવાય છે. અને એ સંસ્કારો જેને જગતના કર્તા પિતામહ બ્રહ્માજીએ કરવા કહેલ છે. તેનેજ થાય છે. જે દ્વિજો પોતાના કુળવડે અને આચારથી શુદ્ધ હોય. તેઓને **યજ્ઞ, વેદાધ્યયન** અને **દાન** એ ત્રણ કર્મો તથા આશ્રમના સબંધની ક્રીયાઓ કરવાની આજ્ઞા છે.

॥ विप्रस्याध्ययनादीनि षडन्यस्याप्रतिग्रहः ॥
॥ राज्ञो वृत्तिः प्रजागोप्तुरविप्राद्वा करादिभिः ॥११॥

ઉપર કહેલાં ત્રણ કર્મો—તથા ક્ષત્રી વૈશ્યાદીને ભણાવવું—તથા યજ્ઞ કરાવવો—તથા દાન દેવું ( પ્રતિગ્રહ કરવો ) એ છ કર્મો બ્રાહ્મણોને માટેજ છે. તેઓમાં છેલ્લાં ત્રણ કર્મ બ્રાહ્મણોની આજીવીકાને માટેજ છે. ક્ષત્રીયને આપત્તિકાળમાં એક પ્રતિગ્રહ શિવાય યજ્ઞ કરાવવાની અને ભણાવવાનુ કામ કરવાની છુટ છે. જે ક્ષત્રીય વંશમાં નૃપતિ હોય. તેને તો કર, દંડ—અને જગાત લેવા વિગેરેની આજીવીકાજ છે. પણ એ કર વીગેરે કંઈ પણ બ્રાહ્મણો પાસેથી લેવાયજ નહિં.

॥ वैश्यस्तु वार्त्तावृत्तिश्च नित्य ब्रह्मकुलानुगः ॥
॥ शूद्रस्य द्विजशुश्रूषा वृत्तिश्च स्वामिनो भवेत् ॥१२॥

વૈશ્ય વર્ણનાજનોએ ખેતી અને વ્યાપાર વીગેરેથી પોતાની આજીવીકા ચલાવવી. અને નિરંતર બ્રાહ્મણોને અનુસરીનેજ રહેવું જોઇએ શુદ્ર લોકોએ—બ્રાહ્મણ ક્ષત્રી, અને વૈશ્યને અનુંસરીનેજ રહેવું અને જે દ્વિજ પોતાનો માલિક હોય, તેની પાસેથી પગાર લઇને પોતાની આજીવીકા સંભાળવી.

॥ वार्ता विचित्रा शालीन यायावर शिलोंच्छनम् ॥
॥ विप्रवृत्ति श्चतुर्द्धेयं श्रेयसी चोत्तरोत्तरा ॥१३॥
॥ जघन्यो नोत्तमां वृत्तिमनापादि भजेन्नरः ॥
॥ ऋते राजन्यमापत्सु सर्वेषामपिं सर्वशः ॥१४॥

ખેતી કરવી—વિગેર ધંધા વીના માગ્યે મળે તે—રોજ માગીને ખાવું—અને વિણી લાવીને ખાવું તે—એ ચાર પ્રકારની બ્રાહ્મણોની વૃત્તિઓ બીજા યુગોમાં પણ હતી. અને તેઓમાં ઉત્તરોત્તર શ્રેષ્ટ ગણાતી હતી. ઉતરતી વર્ણે આપત્તીના સમય વિના પોતાનાથી ઉત્તમ વર્ણની આજીવીકાનું ગ્રહણ કરવું નહિં. તેમાં ક્ષત્રીયને એક પ્રતિગ્રહ શિવાય બાકી સઘળા દ્વિજોની આજીવીકાનું ગ્રહણ કરવાની છુટ છે.

॥ ऋतामृताभ्यां जीवेत मृतेन प्रमृतेन वा ॥
॥ सत्यानृताभ्यां जीवेत न श्ववृत्त्या कथंचन ॥१५॥
॥ ऋतमुंच्छाशिलं प्रोक्तममृतं यदयाचितम् ॥
॥ मृतं तु नित्ययांचा स्यात्प्रमृतं कर्षणं स्मृतम्॥१६॥

॥ सत्यानृतं तु वाणिज्य श्ववृत्तिर्नीचसेवनम् ॥
॥ वर्जयेत्तां सदा विप्रो राजन्यश्च जुगुप्सिताम् ॥
॥ सर्ववेदमयो विप्रः सर्व देवमयो नृपः ॥१७॥

**ઋતથી, અમૃતથી, મૃતથી, પ્રમૃતથી,** અથવા **સત્યાનૃતથી** જીવવું. પણ કુતરાની વૃત્તિથી જીવવું નહિ. ખેતરમાં પડેલા દાણા વીણી લાવવા તે **ઋત**—માગ્યા વીના મળે તે **અમૃત**—અને રોજ ભીખ માગીને ખાવું તે **મૃત**—ખેતી કરવી તે **પ્રમૃત**—અને વ્યાપાર કરવો તે **સત્યાનૃત** સમજવું. અને પોતાના કરતાં **નીચ** વર્ણની સેવા કરીને ખાવું તે **કુતરાની** વૃત્તિ સમજવી. આ અત્યંત નિંદવા લાયક કુતરાની વૃત્તિનો **બ્રાહ્મણો**એ તથા **ક્ષત્રી** રાજાઓએ દુરથીજ ત્યાગ કરવો. કેમકે બ્રાહ્મણો સર્વ **વેદમય** છે. અને ક્ષત્રી રાજાઓ તે **દેવમય** છે. માટે નીચ જનોની નોકરી કરી **બ્રાહ્મણે** ઉદર પોષણ ઇચ્છવું નહિ.

॥ शमो दमस्तपः शौचं संतोष क्षान्तिरार्जवम् ॥
॥ ज्ञानं दयाऽच्युतात्मत्वं सत्यं च ब्रह्मलक्षणम् ॥१८॥

મનનો નિગ્રહ ઇંન્દ્રિઓનો નિગ્રહ વૃત્ત-પવિત્રતા સંતોષ-ક્ષમા સરળતા-જ્ઞાન-દયા અને અચ્યુત (જેનો નાશ ના થાય એવા પરમાત્મા) પરબ્રહ્મને શરણ થવું ( આત્મ નિવેદનતાથી અભેદત્વ) અને સત્યવાણી બોલવી. એ પરમ અધિકારી **બ્રાહ્મણ**નાંજ લક્ષણો છે.

॥ शौर्यं वीर्यं धृतिस्तेजस्त्याग आत्मजयः क्षमा ॥
॥ ब्रह्मण्यता प्रसादश्च रक्षा च क्षत्रलक्षणम् ॥ १९ ॥

યુદ્ધમાં પરાક્રમ. બલવાન પ્રભાવ. ધૈર્યતા તેજ–દાનમાં ઉદારતા મનનો જય કરવામાં કુશળતા. ક્ષમા. બ્રાહ્મણોને ગુરૂ રૂપ માનવામાં શ્રદ્ધા. પ્રસંન્ન થવું. અને રક્ષણ કરવું. આ ક્ષત્રીઓનાં પરમ લક્ષણ છે.

॥ देवगुर्वच्युते भक्तिस्त्रिवर्गपरिपोषणम् ॥
॥ आस्तिक्य मुद्यमो नित्यं नैपुणं वैश्यलक्षणम् ॥२०॥

દેવની અને ગુરૂની ભક્તિ—અચ્યુત અદ્વિતીય અવિનાશી પરમાત્માની ભક્તિ—ત્રી વર્ગ ( સનાતન ધર્મ–ધન–સંસારનો શુદ્ધ વ્યવહાર ) નું પોષણ કરવું આસ્તિકતા—ઉદ્યમ અને ડાહાપણ ગંભીરતા એ ઉત્તમ વૈશ્યોના પરમ ધર્મ છે.

॥ शूद्रस्य संन्नतिः शौचं सेवा स्वामिन्यमायया ॥
॥ अमंत्रयज्ञो ह्यस्तेयं सत्यं गोविप्ररक्षणम् ॥ २१ ॥

પોતાનાથી ઉત્તમ જાતીના પુરૂષોને પ્રણામ કરવો. પવિત્રતા નિષ્કપટપણાથી પોતાના સ્વામિ ( યજમાન—માલેક ) ની સેવા કરવી. વેદમંત્ર ભણ્યા શિવાય બ્રહ્મયજ્ઞાદિ પંચયજ્ઞ અને વૈશ્વદેવ કરવા–ચોરી કદાપી પણ ના કરવી–સત્ય બોલવું તથા ગૌ ( ગાય ) બ્રાહ્મણોનું રક્ષણ કરવું એ શુદ્રના ધર્મ છે—

॥ स्त्रीणां च पति देवानां तच्छुश्रूषाऽनुकूलता ॥
॥ तद्बंधुष्वनुवृत्तिश्च नित्यं तद्व्रतधारणम् ॥ २२ ॥

સ્ત્રીઓના ધર્મ-પતીની સેવા–પતિને અનુકુલજ રહેવું, પતિના બંધુઓને અનુસરવું અને પતિની આજ્ઞા પૂર્વક નિયમોનું પાલન કરવું આ ચાર પતિવ્રતા સ્ત્રીઓના પરમ ધર્મ છે.

॥ संमार्जनोपलेपाभ्यां गृहमंडल वर्त्तनैः ॥
॥ स्वयंच मंडिता नित्यं परिमृष्ट परिच्छदा ॥ २३ ॥
॥ कामैरुच्चावचैः साध्वी प्रश्रयेण दमेन च ॥
॥वाक्यैःसत्यैःप्रियैःप्रेम्णा काले काले भजेत्पतिम्॥२४॥

घरमांथी कचरो काढी नाखवो. लींपी नाखवुं अठ मंडळ काढवां, व्यवहारीक सुखनी तजवीज करवी, नम्रता राखवी, जीतेन्द्रिय पणुं, सत्य वाणी, अने प्यारां लागे एवां वचनोथी वखतो वखत प्रीति पूर्वक स्वामिनी सेवा करवी. शणुगारोथी युक्त पण साध्वी स्वरूपे रहेतां घर अने सरसामान पवीत्र राखवां.

॥ संतुष्टाऽलोलुपा दक्षा धर्मज्ञा प्रियसत्यवाक् ॥
॥ अप्रमत्ता शुचिः स्निग्धा पतिं त्वपतितं भजेत् ॥२५॥

जे कांइ प्रारब्ध योगे प्राप्त थाय तेथीज संतोष राखवो. मळेला पदार्थों भोगववामां पण आशक्ति राखवी नही. आलसनो त्याग करवो. सनातन धर्म मर्यादा साचववी. प्रिय अने सत्यवाणी बोलवानी टेव राखवी. गाफलता राखवी नहिं. अने पति ( स्वामी ) पतित न थयो होय तो पवित्रपणाथी तथा प्रेम पूर्वक तेनी भक्ति सेवा करवी.

॥ या पतिं हरिभावेन भजेच्छ्रीरिव तत्परा ॥
॥ हर्यात्मना हरेर्लोके पत्या श्रीरिव मोदते ॥२६॥

जेवी रीते श्री लक्ष्मीजी पोते हरिने भजे छे. तेम जे स्त्री पति परायण रही पतिने प्रभु रूप धारीने भजे छे. ते स्त्री वि-

ષ્ણુની સાથે જેમ લક્ષ્મીજી આનંદ પામે છે-તેમ વિષ્ણુના લોક-ને પામી પોતાના વિષ્ણુ રૂપ પતિની સાથે આનંદને પામે છે.

॥ वृत्तिः संकरजातीनां तत्तत्कुलकृता भवेत् ॥
॥ अचौराणामपापाना मंत्यजान्तेऽवसायिनाम् ॥२७॥

વર્ણશંકરજાતી ( મા જુદી જાતની અને પીતા જુદી જાત-ના ) ના પુરૂષોએ ચોરી તથા પાપ નહિં કરતાં પોતપોતાની કુ-લની આજીવીકાથી વર્તવું. ચાંડાલ તથા ધોબી વીગેરેએ પણ પોતાનાજ ધર્મથી પ્રવર્તવું.

॥ प्रायः स्वभावविहितो नृणां धर्मो युगे युगे ॥
॥ वेददृग्भिः स्मृतो राजन्प्रेत्य चेह च शर्मकृत्॥२८॥

પરધર્મ કરતા પોતાનો ( સનાતન ) સ્વધર્મ નીચો લાગતો હોય. તોપણ તે સુખકારીજ છે. (બ્રાહ્મણાદીના ધર્મ કરતાં શુદ્રાદીના ધર્મ નીચા છે. છતાં પોતાનોજ ધર્મ સુખકર્ત્તા અને શ્રેય આપનારો છે. માટે સર્વે એ પોતાના ધર્મને હીતકર જાણી પાળવો) ( ॥ श्रेयान्स्व धर्मो विगुणःपरधर्मात् स्वनुष्ठितात् ॥ स्वधर्मेनिधनं ॥ ॥ श्रेय : परधर्मो भयावह : भ०गी ० ॥ પારકા ધર્મ કરતાં ઉચા ગુણવાળો છે કે ઓછા ગુણવાળો પણ પોતાનોજ ધર્મ સારો છે. પોતાના ધર્મમાં મરણ થાય તે સારૂ પણ પારકો ધર્મ બહુ જોખમ ભરેલો છે ) સત્વાદિક પ્રકૃતિ ઉપરથી પ્રત્યેક યુગમાં મનુષ્યોને માટે જે જે ધર્મ શાસ્ત્રવેત્તાઓએ કહ્યો છે. તેજ ધર્મ આ લોકમાં તથા પરલોકમાં સુખ આપે છે.

॥ वृत्या स्वभाव कृतया वर्तमानः स्वकर्मकृत् ॥
॥ हित्वा स्वभावजं कर्म शनैर्निर्गुणतामियात् ॥२९॥

સત્વ પ્રકૃતિની ઉપરથી ઠરેલી આજીવીકાથી વર્તનાર અને પોતાના જાતી વર્ણનાં યથાર્થ કર્મ કરનાર માણુસ કર્મોના બંધનમાંથી ધીમે ધીમે છુટતાં નિર્ગુણપણાને પામે છે.

॥ यस्य यल्लक्षणं प्रोक्तं पुंसो वर्णाभि व्यंजकम् ॥
॥ यदन्यत्रापि दृश्येत तत्तेनैव विनिर्दिशेत् ॥ ३० ॥

જે માણસના વર્ણને જણાવનારૂં જે લક્ષણ વર્ણવેલું છે. તે લક્ષણ જો તેથી બીજા વર્ણના મનુષ્યોમાં દેખાયતો તે મનુષ્યને પણ તેજવર્ણના સમાન સમજવો.

## શ્રી ભગવાનુવાચ. ॥

॥ धर्म्य एप तव प्रश्नो नैःश्रेयसकरो नृणाम् ॥
॥ वर्णाश्रमाचारवतां तमुध्धव निबोध मे ॥ ३१ ॥

હે ઉદ્ધવ!!! વર્ણ તથા આશ્રમના સદાચાર વાળા. તથા સદાચારથી રહીત મનુષ્યોને પણ ભક્તિ ઉત્પન્ન કરવા સારૂ પુછો છો તે યોગ્ય છે. એ પ્રશ્નોના ઉત્તર રૂપે મારી પાસેથી ધર્મ સાંભળો એ પ્રમાણે શ્રી સ્વયંપરમાત્મા ભગવાને ઉદ્ધવ પ્રત્યે કહ્યું છે કે.

॥ आदौ कृतयुगे वर्णो नृणां हंस इति स्मृतः ॥
॥ कृतकृत्याः प्रजा जात्या तस्मात्कृतयुगं विदुः ॥३२॥

॥ वेदः प्रणव एवाग्रे धर्मोऽहं वृषरूपधृक् ॥
॥ उपासते तपोनिष्ठा हंसंमां मुक्तकिल्बिषाः ॥ ३३ ॥

સર્વથી પહેલા **સત્યયુગમાં** હંસ નામનો મનુષ્યોનો એકજ **વર્ણ** હતો એક ( અદ્વૈત ) ૐકારજ વેદ રૂપ હતો અને મનમાં મારૂંજ ધ્યાન થતું હતું.

એવું ચારપાદવાળું **સનાતન** ધર્મનું રૂપ હતું. પાપથી રહીત મન તથા ઇંદ્રીઓની એકાગ્રતાએ તપશ્ચર્યામાં આરૂઢ થએલા જનો મારી સ્વસ્વરૂપે ઉપાસના કરતા હતા. અને એજ ઉપાસના મુખ્ય (સનાતન) ધર્મરૂપ ગનાતી હતી. લોકો જન્મથીજ કૃતાર્થ હતા અર્થાત્ સંસારમાં અહંમમતાવાળી મોહિક બુદ્ધિ નહોતી. માટે તે યુગનું "**कृतयुग**" એવું નામ કહેવાય છે,

॥ त्रेतामुखे महाभाग प्राणान्मे हृदयात्त्रयी ॥
॥ विद्या प्रादुरभूत्तस्या अहमासं त्रिवृन्मखः ॥ ३४ ॥

ભિન્ન ભિન્ન આચારધર્મ પાળવા રૂપ **ધર્મ** તો ત્રેતાયુગના આરંભથીજ થયો છે. ત્રેતાયુગના આરંભમાં મારા ઇશ્વર સ્વરૂપના હૃદયમાંથી શ્વાસ રૂપે **ત્રણ** વેદ રૂપી વિદ્યા ઉત્પન્ન **થઇ** અને તે વિદ્યામાંથી જેમાં **હોતા અધ્વર્યુ** અને **ઊદ્ગાતા** નું કામ **પડે** છે. એવો મારા સ્વરૂપભૂતજ **યજ્ઞ** ઉત્પન્ન થયો.

॥ विप्रक्षत्रियविट्शूद्रा मुख बाहूरुपादजाः ॥
॥ वैराजात्पुरुषाज्जाता य आत्माचार लक्षणाः ॥३५॥

મારા ઇશ્વર સ્વરૂપ ( વિરાટ ) નાં મુખ, બાહુ, સાથળ, અને

પગમાંથી અનુક્રમે બ્રાહ્મણ, ક્ષત્રી, વૈશ્ય, અને શુદ્ર એ ચાર વર્ણો ઉત્પન્ન થયા કે જેઓ પોતપોતાના આચાર પૂર્વક—ધર્મ પૂર્વક. પરસ્પર નોખા જાણવામાં આવે છે—

॥ गृहाश्रमो जघनतो ब्रह्मचर्यं हृदो मम ॥
॥ वक्षः स्थानाद्वने वासो न्यासःशीर्षणि संस्थितः॥३६॥

મારા ઇશ્વર સ્વરૂપ ( વિરાટ્ પુરૂષ ) ના પેઢુમાંથી ગ્રહસ્થાશ્રમ—હૃદયમાંથી બ્રહ્મચર્યાશ્રમ—વક્ષ સ્થલમાંથી વાનપ્રસ્થાશ્રમ—અને મસ્તકમાંથી સંન્યાસાશ્રમ પ્રાપ્ત થયો છે.

॥ वर्णानामाश्रमाणां च जन्मभूम्यनु सारिणीः ॥
॥ आसन्प्रकृतयो नृणां नीचैर्नीचोत्तमोत्तमः ॥३७॥

ઉપર બતાવેલા વર્ણ તથા આશ્રમ પ્રમાણેના મનુષ્યોના સ્વભાવ પોતપોતાની જન્મભૂમિને અનુસરતા થયા—એટલે મારા ઉત્તમ અંગમાંથી ઉત્પન્ન થએલાઓના ઉત્તમ સ્વભાવ—અને મારા ઉતરતા અંગમાંથી ઉત્પન્ન થએલાઓના ઉતરતા સ્વભાવ થયા છે.

॥ *शमोदमस्तपः शौचं संतोषःक्षान्तिरार्जवम् ॥
॥ मद्भक्तिश्च दयासत्यं ब्रह्म प्रकृतयास्त्विमाः ॥३८॥

શમ ( મનોનિગ્રહ ) દમ ( ઇન્દ્રિય નિગ્રહ ) તપશ્ચર્યા. પવિત્રતા સંતોષ, ક્ષમા. સરળતા, મારી પરમ પ્રેમભક્તિ, દયા અને સત્યવાણી એ બ્રાહ્મણોના મુખ્ય સ્વભાવ છે.

---

* શ્રીમત્ ભગવતગીતાના અધ્યાય ૧૮ માંના શ્લોક. ૪૨-૪૩ અને ૪૪ મામાં બ્રાહ્મણ ક્ષત્રી અને વૈશ્ય શુદ્રના ધર્મો વર્ણવેલા છે. તે જોવાથી ખાત્રી થશે.

॥ तेजो बलं धृतिः शौर्यं तितिक्षौदार्य मुद्यमः ॥
॥ स्थैर्यं ब्रह्मण्यतैश्वर्यं क्षत्रप्रकृतयस्त्विमाः ॥ ३९ ॥

પ્રતાપ-બલ-ધીરજ-શુરાતન તિતિક્ષા (સુખ દુઃખાદિનું સહન કરવું ) ઉદારતા, ઉધમ, સ્થિરતા, બ્રાહ્મણોના ઉપરની આસ્તિકય મતિ. અને ઐશ્વર્ય એ ક્ષત્રીયોના મુખ્ય સ્વભાવ છે.

॥ आस्तिक्यं दाननिष्ठा च अदंभो ब्रह्मसेवनम् ॥
॥ अतुष्टिरर्थोपचयै र्वैश्य प्रकृतयास्त्विमाः ॥ ४० ॥

વેદ શાસ્ત્રસ્મૃતિ પુરાણ અને તેના વક્તા બ્રાહ્મણોમાં આસ્તિકતા. દાન આપવામાં સત્ નિષ્ઠા-નિષ્કપટપણું-બ્રાહ્મણોની સેવા અને ધન વધતું જતું છતાં પણ અસંતોષ—એ વૈશ્યોના મુખ્ય સહજ સ્વભાવ છે.

॥ शुश्रूषणं द्विजगवां देवानां चाप्यमायया ॥
॥ तत्रलब्धेन संतोषः शूद्र प्रकृतयस्त्विमाः ॥ ४१ ॥

બ્રાહ્મણોની—ગાયોની—અને દેવતાઓની-નિષ્કપટથી સેવા કરવી અને તેમાંથી જે કંઈ મળે તેથી સંતોષ માનવો એ શુદ્રના મુખ્ય ધર્મ છે.

॥ अशौचमनृतं स्तेयं नास्तिक्यं शुष्कविग्रहः ॥
॥ कामः क्रोधश्च तर्षश्च स्वभावोऽन्ते वसायिनाम् ॥४२॥

અપવિત્રતાથી રહેવું. મિથ્યા ભાષણ એટલે અસત્ય બોલવું. ચોરી કરવી. વેદશાસ્ત્ર સ્મૃતિ પુરાણ અને પરમાત્માના ભક્તિજ્ઞાનમાં અન આસ્તિકતા—મીથ્યા વૈર—નિંધા-દ્વેશબુદ્ધિથી કજીઓ કરવો.

કામીપણું—ક્રોધીપણું—તથા દરેક પદાર્થ ભાવનાગાં મિથ્યા તૃષ્ણા—એ ચાર વર્ણમાં નહિં આવેલા લોકોનો સ્વભાવ છે.

॥ अहिंसा सत्यमस्तेयमकामक्रोधलोभता ॥
॥ भूतप्रियहितेहा च धर्मोऽयं सार्ववर्णिकः ॥ ४३ ॥

અહિંસા ( **अहिंसा परमोधर्मः** ) સત્ય વાણી. ચોરી ના કરવી. કામ ક્રોધ અને લોભથી રહીત મતી—અને સર્વ પ્રાણીઓનું પ્રીય તથા હીત કરવાનો પ્રયત્ન—એ સઘળા વર્ણોના સામાન્ય ધર્મ છે.

( હવે **આશ્રમ**ના ધર્મ વર્ણવેછે )

॥ ब्रह्मचारी गुरुकुले वसन्दान्तो गुरोर्हितम् ॥
॥ आचरन्दासवन्नीचो गुरो सुद्रढ सौहृदः ॥ ४४ ॥

આશ્રમ ધર્મમાં પહેલો આશ્રમતે **ब्रह्मचर्याश्रम** કહેવાય છે. એવા બ્રહ્મચારી ચાર પ્રકારના ગણાય છે. १ **सावित्री** २ **प्राजापत्य** ३ **ब्राह्म** ४ **नैष्ठिक** ત્રણ દિવસ બ્રહ્મચર્ય દીક્ષા રાખી શકે તે **સાવિત્રી** કહેવાય છે. એક વર્ષ સુધી બ્રહ્મચર્ય દિક્ષા રાખી શકે તે **પ્રાજાપત્ય** કહેવાય છે. બાર વર્ષ સુધી બ્રહ્મચર્ય દીક્ષા પાળી, ગુરૂકુળમાં રહિ સેવા કરી, વેદવિદ્યાનો અભ્યાસ કરી **પછી** સમાવર્તન કરી ગ્રહસ્થાશ્રમ ધારણ કરે તે **બ્રાહ્મ** બ્રહ્મચારી કહેવાય છે. અને જન્મારા પર્યંત બ્રહ્મચર્ય પાળી ગુરૂકુળમાં નિવાસ કરી વેદ શાસ્ત્રાદિના યથા શક્ત્યાનુસાર અભ્યાસ વડે વેદાન્તશાસ્ત્ર સિદ્ધ બ્રહ્મદ્રષ્ટિથી વિચરનાર તે **નૈષ્ઠિક** બ્રહ્મચારી કહેવાય છે. (વળી **आश्रमोपनिषद्** માં પણ બ્રહ્મચારીના પ્રકાર સમજાવેલા છે ) બ્રહ્મચારીએ ગુરૂને ત્યાં જીતેંદ્રિય પણાથી રહીને ગુરૂ સેવામાં અને ગુરૂ હિતમાં ભાગ લેવો. દાસ

બુદ્ધિ રાખી ગુરૂ પાસે બહુ નમ્રતાથી વર્તવું અને ગુરૂપ્રત્યે અત્યંત પ્રેમથી બારેલી દ્રઢ ભક્તિ (પ્રીતી) રાખવી.

॥ सायं प्रातरुपासीत गुर्वग्न्यर्कसुरोत्तमान् ॥
॥ उभे संध्ये च यतवाग् जपन् ब्रह्म समाहितः ॥४५॥

સાંજે અને સવારે ગુરૂ, અગ્નિ સૂર્ય અને શ્રેષ્ટ દેવતાઓની ઉપાસના કરવી. ત્રણે કાળની સંધ્યામાં સાવધાન પણાથી ગાયત્રીનો જપ કરવો સાયંકાળે અને પ્રાતઃકાળે બહુકરી મૌન ધારણ કરવું.

॥ छंदांस्य धीयीत गुरोराहूतश्चेत्सुयंत्रितः ॥
॥ उप क्रमेऽवसाने च चरणौ शिरसा नमेत् ॥४६ ॥

ગુરૂ માહારાજ વેદ શાસ્ત્રાદિ ભણવાને માટે બોલાવે ત્યારે તેમની પાસેથી ઘણુંજ ધ્યાન આપીને વેદ ભણવા. ભણવાના આરંભમાં અને અંતમાં ગુરૂના. ચરણમાં મસ્તક મુકી પ્રણામ કરવા.

॥ मेखलाजिन वासांसि जटादंड कमंडलून् ॥
॥ बिभृयादुपवीतं च दर्भ पाणिर्यथोदितम् ॥४७॥

શાસ્ત્રમા કહ્યા પ્રમાણે મેખલા, મૃગચર્મ, વસ્ત્ર જટા, દંડ અને કમંડલુ રાખવાં તથા હાથમાં દર્ભ રાખવો.

॥ सायं प्रातश्चरेद्भैक्ष्यं गुरवे तन्निवेदयेत् ॥
॥ भुंजीत यद्यनुज्ञातो नोचेदुपवसेत्कचित् ॥४८॥

સાંજે અને સવારે ભિક્ષા માગી આવી શ્રી ગુરૂ માહારાજને નિવેદન કરવી. અને ગુરૂ આજ્ઞાથયે ભીક્ષા કરવી. નહિંતો કોઇ સમયે ઉપવાસ પણ કરી નાખવો જોઇએ.

॥ सुशीलो मितभुग्दक्षः श्रद्धानो जितेन्द्रियः ॥
॥ यावदर्थं व्यवहरेत्स्त्रीषु स्त्रीनिर्जितेषु च ॥४९॥

સ્વભાવ સુશીલ એટલે સદ્દગુણ અને નમ્રતા રૂપ રાખવો વખતસર અને થોડું જમવું. ચતુરાઇથી ચાલવું. શ્રદ્ધા રાખવી. જીતેન્દ્રિય રહેવું. સ્ત્રીઓની સાથે ભીક્ષા લેવા સુધીજ અર્થાત્ પ્રયોજન પૂર્વકજ જોઇતો વ્યવહાર રાખવો.

॥ वर्जये त्प्रमदागाथामगृहस्थो बृहद्व्रतः ॥
॥ इन्द्रियाणि प्रमाथीनि हरन्ति प्रसभं मनः ॥५०॥

બ્રહ્મચારીએજ નહિં પણ ગૃહસ્થ શિવાય સઘળા આશ્રમ વાળાઓએ સ્ત્રી સબંધી કાંઇ પણ વાત કરવી નહિં. કેમ કે ગઢા બળવાન એવી ઇન્દ્રિઓ નિયમમાં રહેનાર પુરૂષના મનને પણ બલાત્કારથી વિષય માર્ગમાં ખેંચી જાય છે.

॥ केशप्रसाधनोन्मर्दस्नपनाभ्यंजनादिकम् ॥
॥ गुरु स्त्रीभिर्युवतीभिः कारयेन्नात्मनोयुवा ॥५१॥
॥ नन्वग्निःप्रमदा नाम घृतकुंभमयः पुमान् ॥
॥ सुतामपि रहो जह्यादन्यदा यावदर्थकृत् ॥५२॥

જુવાન બ્રહ્મચારીઓએ ગુરૂની યુવાન્ સ્ત્રીઓ પાસે પોતાના કેશનો સુધારો, મર્દન, સ્નાન, કે અંજન વિગેરે કરાવવું નહિ. કેમકે અગ્નિ સ્વરૂપ સ્ત્રી છે. અને પુરૂષ ઘીના ઘડા જેવો છે. વળી પોતાની દીકરીની સાથે પણ એકાન્તમાં રહેવું નહિં. વગર એકાન્તના

સમયમાં પણ શિક્ષાદિકના જરૂરી ઉપયોગથી વધારે સબંધ રાખવો નહિં.

॥ कल्पयित्वात्मना यावदाभासमिदमीश्वरः ॥
॥ द्वैतं तावन्न विरमेत्ततो ह्यस्य विपर्ययः ॥ ५३ ॥

સ્વરૂપના સાક્ષાત્કારથી આ સઘળું દેહાદિક મિથ્યા છે. એવો નિશ્ચય કરી જ્યાં સુધી તમામ સ્વતંત્ર થવાયું ન હોય ત્યાં સુધી દ્વૈતની ભાવના મટતી નથી. અને તે મટી ન હોય ત્યાં સુધી વિષયની લાલસા થવાનો પણ સંભવ છે. એટલા માટે સ્ત્રી વીગેરેથી બનતા સુધી દુરજ રહેવું જોઇએ.

॥ एतत्सर्वं गृहस्थस्य समाम्नातं यतेरपि ॥
॥ गुरु वृत्तिर्विकल्पेन गृहस्थस्यर्तुगामिनः ॥ ५४ ॥

સત્ય બોલવા સબધી જે સ્વભાવ રાખવો ઇત્યાદીક જે કહ્યું. તે બ્રહ્મચારીની પેઠે ગ્રહસ્થને અને સંન્યાસીને પણ બરાબર પાળવાના છે. ગૃહસ્થ પુરૂષે ઋતુના સમયમાં સ્ત્રી સંગ કરવો. અને ગુરૂની સેવા બની શકે તેટલી કરવી. એટલું વિશેષ છે.

॥ अंजनाभ्यंजनोन्मर्द स्त्र्यवलेखामिषं मधु ॥
॥ स्त्रग्गंधलेपालंकारां स्त्यजेयुर्ये धृतव्रताः ॥ ५५ ॥

બ્રહ્મચારી, વાનપ્રસ્થ અને સંન્યાસીઓએ આંજણ આંજવું નહિં. શરીરને તૈલાદિક ચોપડવું નહિં. તેમ મર્દન પણ કરવું નહિં. સ્ત્રી તથા સ્ત્રીના ચિત્ર વિગેરેને જોવાનો પણ ત્યાગ કરવો. મધ, માંસ, માલા, સુગંધ લેપન અને અલંકાર વીગેરેનો ત્યાગજ કરવો.

॥ उषित्वैवं गुरुकुले द्विजोऽधीत्यावबुध्य च ॥
॥ त्रयीं सांगोपनिषदं यावदर्थं यथाबलम् ॥ ५६ ॥
॥ दत्त्वा वरमनुज्ञातो गुरोः कामं यदीश्वरः ॥
॥ गृहं वनं वा प्रविशेत् प्रव्रजेत्तत्र वा वसेत् ॥ ५७ ॥

એ પ્રમાણે ગુરૂકુલમાં નિવાસ કરી ષટ્શાસ્ત્રાદિ ઉપનિષદો સહિત ત્રણે વેદનો પોતાની યથાશક્તિ પૂર્વક અભ્યાસ કરી તથા તેના અર્થને સમજી જો શકિત હોય તો ગુરૂ માગે તે ગુરૂદક્ષિણામાં મુકી ગુરૂની રજા લેઇને અધિકાર મુજબ ગૃહસ્થાશ્રમમાં, વનમાં, કે સંન્યાસ આશ્રમમાં જવું. અથવા નૈષ્ટિક બ્રહ્મચારી થવું એટલે મરતા સુધી ગુરૂને ઘેરજ રહેવું.

॥ अग्नौ गुरावात्मनि च सर्वभूतेष्वधोक्षजम् ॥
॥ भूतैः स्वधामभिः पश्येदप्रविष्टं प्रविष्टवत् ॥ ५८ ॥

અગ્નિ-ગુરૂ, આત્મા અને સર્વ પ્રાણીઓમાં પોતાના આશ્રયરૂપ અનંત જીવાત્માઓની સાથે તેઓના નિયંતાપણા વડે પ્રવેશ કર્યા સમાન લાગતા, પણ વાસ્તવિક નહિં પેઠેલા એવા **પરમાત્માનું** ચિંતન કરવું.

॥ एवं विधो ब्रह्मचारी वानप्रस्थो यतिर्गृही ॥
॥ चरन्विदितविज्ञानः परंब्रह्माधि-गच्छति ॥ ५९ ॥

બ્રહ્મચારી, વાનપ્રસ્થ સંન્યાસી કે ગ્રહસ્થાશ્રમી આ ઉપર પ્રમાણે રહેતાં **જ્ઞેયસ્વરૂપપરમાત્માને** જાણી પરબ્રહ્મ સ્વસ્વરૂપને **પામે છે.**

॥ द्वितीयं प्राप्यानु पूर्व्याज्जन्मोपनयनं द्विजः ॥
॥ वसन् गुरुकुले दान्तो ब्रह्माधीयीत चाहुतः ॥२०॥
॥ मेखलाऽजिनदंडाक्ष ब्रह्मसूत्रकमंडलूम् ॥
॥ जटिलोऽधौतदद्वासोऽरक्तपीठःकुशान् दधत् ॥२१॥
॥ स्नानभोजनहोमेषु जपोच्चारे च वाग्यतः ॥
॥ नच्छिद्यान्नखरोमाणि कक्षोपस्थगतान्यपि ॥२२॥
॥ रेतोनावकिरेज्जातु ब्रह्मव्रत धरःस्वयम् ॥
॥ अवकीर्णेऽवग्राह्याप्सु यतासुस्त्रिपदीं जपेत् ॥२३॥

હવે ચાર આશ્રમ તેમાં પ્રથમ **બ્રહ્મચારીના** સ્વધર્મ કહેવાય છે બ્રાહ્મણ ક્ષત્રી અને વૈસ્ય એ ત્રણ વર્ણમાં જન્મેલા પુરૂષે ગર્ભાધાનાદિક સંસ્કારોના ક્રમથી ઉપનયન ( જનોઇ દેવાનો ) સંસ્કાર કે જે મનુષ્યના બીજા જન્મ રૂપ છે. તે થયા પછી જીતેન્દ્રિયપણા વડે ગુરૂને ઘેર રહેવું અને ગુરૂ બોલાવે ત્યારે વેદ ભણવો અને તેના અર્થનો વિચાર કરવો. મેખલા, મૃગચર્મ, દંડ, ફેરવવાની માલા, જનોઇ તથા કમંડલુ ધારણ કરવાં તેલાદીકનો ઉપયોગ કરવો નહિં અને કેશની જટા કરી નાખવી—દાંત અને વસ્ત્રને સ્વચ્છ રાખવાં નહિં આસનને રંગવું નહિં. અને આસન પણ દર્ભનું ધારણ કરવું-સ્નાન ભોજન, હોમ, જપ અને મલમુત્ર કરવાના સમયમાં મૌન રાખવું. નખનાં અને કાખનાં કે ઉપસ્થનાં રૂવાળાંને કાપવાં નહિં. ગ્રહસ્થ વિના બીજા આશ્રમ વાળાઓએ વિર્યનો કદાપી પણ નાશ કરવો નહિ. કદાપી પોતાની આપે સ્ખલીત થાય તો જળથી સ્નાન

કરીને યથા મતિ ગાયત્રીનો જાપ કરવો.

॥ अग्न्यर्काचार्यगोविप्रगुरुवृद्धसुरान् शुचिः ॥
॥ समाहित उपासीत संध्ये च यतवाग् जपन् ॥६४॥

સ્વધર્મને વિશે જાગૃતી અને બહુ પવિત્રતાથી અગ્નિ આચાર્ય સૂર્ય, ગાય, બ્રાહ્મણ, ગુરૂ, વૃદ્ધ અને દેવતાઓની ઉપાસના ( ભક્તિ સેવા ) કરવી. મૌન રાખી જપ કરવો પ્રાતઃસાયં એમ ત્રીકાલ સંધ્યા વખતે મુનીવ્રત રાખવું. મધ્યાન્હમાં મૌનની આવશ્યક્તા નથી.

॥ आचार्यं मां विजानीयान्नावमन्येत कर्हिचित् ॥
॥ नमर्त्यबुद्ध्याऽसूयेत सर्व देवमयो गुरुः ॥६५॥

પોતાના આચાર્ય ( ધર્માચાર્ય ) (અથવા જગતના આચાર્ય તત્વ વેત્તા સંન્યાસી બ્રહ્મચારી આદી જગતગુરૂની સંજ્ઞામાં જે આચાર્ય કહેવાતા હોય તે અથવા વિદ્યાદાતાને પોતાના સ્વસ્વરૂપ અર્થાત હું સ્વરૂપ જાણવું. મનુષ્ય દેહધારી હોવાથી મનુષ્ય સમાન સમજી કદી પણ તેમની અવજ્ઞા કરવી નહિં. અને તેમના ગુણમાં આપણી અજ્ઞાનતાને લીધે દોષનો આરોપ કરવો નહિં કારણ જે આચાર્ય ગુરૂ છે. તે સર્વ દેવમય છે.

॥ सायंप्रातरुपानीय भैक्ष्यं तस्मै निवेदयेत् ॥
॥ यच्चान्यदप्यनुज्ञातमुपयुंजीत संयतः ॥६६॥

સાયંકાળે અને પ્રાતઃકાળે ભીક્ષા લાવીને અથવા જે કંઈ પ્રાપ્ત થયું હોય તે લાવીને ગુરૂને નિવેદન કરવું. શ્રીગુરૂ આજ્ઞા આપે તો જીતેન્દ્રિયપણાથી તે વસ્તુનો ઉપયોગ કરવો.

॥ शुश्रूषमाण आचार्य सदोपासीत नीचवत् ॥
॥ यानशय्यासनस्थानैर्नाति दूरे कृतांजलिः ॥६७॥

આચાર્ય સદ્ગુરૂની સેવા કરતાં સદાસર્વદા તેમની પાસે હલકા માણુસ ( દાસ ) સમાન બેસવું. ગુરૂ જાય ત્યારે પછવાડે જવું. પોતે સુઇ રહે ત્યારે સાવધાનપણાથી પાસે સુઈ રહેવું. થાકી જાયતો પગચંપી આદી સેવા કરવી. અને બેઠેલા હોય ત્યારે હાથ જોડી તેમની કોઇ પણ આજ્ઞાની રાહજોતાં પાસે બેસી રહેવું.

॥ एवंवृत्तो गुरुकुले वसेद्भोगविवर्जितः ॥
॥ विद्या समाप्यते यावद्बिभ्रद्व्रतमखंडितम् ॥६८॥

આ પ્રમાણે યથા પ્રારબ્ધ વિદ્યા પ્રાપ્ત થતા સુધી સર્વ પ્રકારના ભોગનો ત્યાગ કરી અને અખંડીત બ્રહ્મચર્યાદિ નિયમો પાલન કરી ગુરૂકુળમાં નિવાસ કરવો.

॥ यद्यसौ छंदसां लोकमारोक्षन् ब्रह्मविष्टपम् ॥
॥ गुरवे विन्यसेद्देहं स्वाध्यायार्थं बृहद्व्रतः ॥६९॥

જે બ્રહ્મચારીને પછીથી ગૃહસ્થાશ્રમ સેવો હોય તેના ઉપર બતાવેલા ધર્મ કહ્યા. હવે नैष्ठिक બ્રહ્મચારીના વિશેષ ધર્મ કહુંછું—બ્રહ્મચારીને મહર્લોકમાં જવાની અને પશ્ચાત્ બ્રહ્મલોકમાં પ્રાપ્ત થવાની ઇચ્છા હોય. અર્થાત્ મુમુક્ષુ થઇ જીવન્મુક્ત સ્વસ્વરૂપ મુક્તિનો અનુભવ પ્રાપ્ત કરવાની ઇચ્છા થાય. તેવા બ્રહ્મચારીએ જીવતાં સુધી બ્રહ્મચર્યનો નિયમ લઇને વધારે ભણુવા સારૂ અથવા ભણુવાનો બદલો વાળવા સારૂ તેણે પોતાનો દેહ ગુરૂનેજ અર્પણુ કરવો જોઇએ.

અર્થાત્ સત્ય રીતે તન મન અને સર્વસ્વ ધનાદીક શ્રી ગુરૂ માહારાજનેજ અર્પણ કરવો.

॥ अग्नौ गुरावात्मनि च सर्वभूतेषु मां परम् ॥
॥ अपृथग्धीरुपासीत ब्रह्मवर्चस्व्य कल्मषः ॥७०॥

વેદાભ્યાસથી થએલા પ્રકાશમાન બુદ્ધિવાળા અને પાપ રહિત. નૈષ્ઠિક બ્રહ્મચારીએ ભેદબુદ્ધિ નહિં રાખતાં અગ્નિ, ગુરૂ, પોતાનામાં અને સર્વ ભૂતપ્રાણી માત્રમાં સ્વસ્વરૂપ પરબ્રહ્મ પરમાત્માની ઉપાસના કરવી.

॥ स्त्रीणां निरीक्षणस्पर्श संलापक्ष्वेलनादिकम् ॥
॥ प्राणिनो मिथुनी भूतान गृहस्थोऽग्रतस्त्यजेत् ॥७१॥

જે ગ્રહસ્થ નથી એવા નૈષ્ઠિક બ્રહ્મચારી સ્ત્રીઓનાં સ્ત્રી ભાવથી દર્શન—સ્પર્શ—ભાષણ મશકરી આદીનો સર્વથા ત્યાગ કરવો. અર્થાત્ દેહરૂપે પુરૂષ અને સ્ત્રીની દેહકલ્પના મિથ્યાભ્રમણા છે. વાસ્તવીક આત્મા પરમાત્મા સ્વસ્વરૂપજ આ સર્વ છે. આવી દ્રષ્ટિ માત્ર જીવન્મુક્તોની જ હોય છે. સાથે ઉભાં રહેલાં સ્ત્રી પુરૂષનો દુરથીજ ત્યાગ કરવો. એટલે તેઓને જોવાની પણ ઇચ્છા કરવી નહિં.

॥ शौचमाचमनं स्नानं संध्योपासनमार्जवम् ॥
॥ तीर्थसेवा जपोऽस्पृश्याऽभक्ष्याऽसंभाष्यवर्जनम् ॥७२॥

શૌચ ( પવિત્રતા ) આચમન—સ્નાન, સંધ્યા, ઉપાસના (ભક્તિ) સરળતા, તીર્થનું સેવન, જપ, અસ્પૃસ્યતા, અભક્ષ્ય ભોજનનો ત્યાગ અને અયોગ્ય ભાષણનો ત્યાગ એ સર્વ આશ્રમોના સામાન્ય ધર્મ છે.

॥ सर्वाश्रमप्रयुक्तोऽयं नियमःकुलनंदन ॥
॥ मद्भावः सर्वभूतेषु मनोवाक्कायसंयमम् ॥७३॥

સર્વ પદાર્થોમાં મારીજ ભાવના, એટલે આત્મ ભાવના, મનનો નિગ્રહ, વાણીનો નિગ્રહ, અને કાયાનો નિગ્રહ, એ સર્વ આશ્રમોના સામાન્ય ધર્મ છે.

॥ एवं बृहद्व्रत धरो ब्राह्मणोऽग्निरिव ज्वलन् ॥
॥ मद्भक्तस्तीव्रतपसा दग्ध कर्माशयोऽमलः ॥७४॥

આ પ્રમાણે નૈષ્ઠિક બ્રહ્મચર્યનું ધારણ કરવાથી અગ્નિ સમાન પ્રકાશતો બ્રાહ્મણ જો નિષ્કામ હોય. તો અંતઃકરણરૂપ લિંગ શરીર તીવ્ર તપથી બળી જવાને લીધે તે મારો પરમભક્ત થાય છે.

॥ अथान तरमावेक्षन्यथा जिज्ञासितागमः ॥
॥ गुरवे दक्षिणां दत्वा स्नायद्गुर्वनुमोदितः ॥७५॥

નૈષ્ઠિક બ્રહ્મચર્યના સંકલ્પ વગરનો બ્રહ્મચારી કે જેને બીજા આશ્રમમાં જવાની છુટ છે. તેણે વેદના અર્થનો યથાર્થ વિચાર ભણી રહ્યા પછી ગુરૂની સલાહથી ગુરૂજીને દક્ષણા આપી. પોતે પણ અ. ભ્યંગાદીક સ્નાન કરીને સમાવર્તનનું સ્નાન કરવું.

॥ गृहं वनं वोपविशेत्प्रव्रजेद्वा द्विजोत्तमः ॥
॥ आश्रमादाश्रमं गच्छेन्नान्यथा मत्परश्चरेत् ॥७६॥

પછી વિષયારૂઢ બુદ્ધિએ ભોગ ભોગવવાની ઇચ્છા હોય તો ગ. હસ્થાશ્રમ લેવો અંતઃકરણ શુદ્ધ કરવાની ઇચ્છા હોય. તો પછી વન-

માં જવું. અને પોતે જો બ્રાહ્મણ હોય. તથા ઉપાસનાથી અંતઃકરણની શુદ્ધિ થઈ લાગતી હોય. કે હવે સંસારના વૈરાગ્યને લીધે ભોગ વૃત્તિથી મન ચલીત થશે નહિં. એમ લાગે તો સંન્યાસ લેવો. જે મારો અર્થાત્ પરબ્રહ્મનો ભક્ત હોય. તેને તો કાંઇ આશ્રમ લેવાનો નિયમ નથી. પરંતુ જેનું મન સ્થિર નથી. વિષયોમાં વૈરાગ્ય નથી સંસાર મીથ્યા મનાયો નથી. અહંમમતા અને કામાક્રોધાદી વૃત્તિઓ વિલાઇ નથી. એવા અભક્ત પુરૂષોને તો એક આશ્રમમાંથી શ્રેષ્ટ અન્ય આશ્રમોમાં જવું પણ પાછળના આશ્રમમાંથી પૂર્વના આશ્રમમાં જવું નહિ. અને અમુક પણ આશ્રમ વિના રહેવું નહિં.

॥ गृहार्थी सदशीं भार्यामुद्वहेदजुगुप्सिताम् ॥
॥ यवीयसीं तु वयसा यां सवर्णामनुक्रमात् ॥७७॥

ગ્રહસ્થાશ્રમ લેવાની ઇચ્છા હોય તો પોતાના સમાન વર્ણની કુલ તથા લક્ષણથી અનિંદીત, અને પોતાથી નાહાની અવસ્થા વાળી કન્યાને પરણવી. કામનાને લીધે વિષયાંધ બુદ્ધિએ બીજા વર્ણની કન્યા પરણવી હોય તો પોતાના વર્ણની કન્યા પરણ્યા પછી અન્યજાતીની કન્યા પરણવી. તેમાં પણ વર્ણનો ક્રમ રાખવો. એટલે બ્રાહ્મણે બ્રાહ્મણીને પરણ્યા પછી અનુક્રમે ક્ષત્રી વૈશ્ય કે શુદ્રની કન્યા લેવી. ક્ષત્રીએ ક્ષત્રીયાને પરણ્યા પછી વૈશ્યા, કે શુદ્રાને તેમજ વૈશ્યે વૈશ્યાને પરણ્યા પછી શુદ્રા; અને શુદ્રને તો શુદ્ર વર્ણનીજ કન્યા પરણી શકાય.

કલિયુગમાં આ નિયમોનો અનર્થ થઇ જશે—એટલે આ નિયમો પાળવાને યોગ્ય અધિકારી આ કલીયુગનાજન નથી. જેથી સવર્ણમાંજ વિવાહ પદ્ધતિ ચાલુરાખી છે. છતાં આજ કાલ તો વિષયાંધ

બુદ્ધિના પામર વિષયી જનોની ખોટ નથી. તો અધર્મ કાર્યની પણ શાને ખોટ પડે ? ? ધર્મનો કાયદો ધર્મ સમયે--કળીયુગનો પ્રધાન-જ અધર્મ છે પછી અધર્મના સમયમાં ધર્મ મર્યાદા શી રીતે સચવાતી હશે ? ? ? જેના સંસ્કાર ઉંચ હોય તેજ પુરૂષો. આ ધર્મ મર્યાદા સાચવી શકનાર છે ?।।

॥ इज्याध्ययनदानानि सर्वेषां च द्विजन्मनाम् ॥
॥ प्रतिग्रहोऽध्यापनं च ब्राह्मणस्यैव याजनम् ॥७८॥

**યજ્ઞ કરવા, વેદાધ્યયન કરવુ, અને દાન કરવું** એ દ્વિજ લોકોના એટલે બ્રાહ્મણ, ક્ષત્રીય. અને વૈશ્યના આવશ્યક ધર્મ છે. **વેદ ભણાવવો, યજ્ઞ કરાવવો,** અને **પ્રતિગ્રહ કરવો** ( દાન લેવું ) એ ત્રણ કર્મ ફક્ત બ્રાહ્મણોની આજીવીકાને માટેજ છે,

॥ प्रतिग्रहं मन्यमानस्तपस्तेजो यशोनुदम् ॥
॥ अन्याभ्यामेव जीवेत शिलैर्वा दोषदृक् तयोः ॥७९॥

પ્રતિગ્રહ ( દાન લેવું ) કરવાથી. તપ. તેજ, અને યશનો નાશ થાય છે. માટે પ્રતિગ્રહ કરવો અનુકુલ ન લાગે તો **બ્રાહ્મણે** માત્ર યજ્ઞ કરાવવા અગર વેદ ભણાવવાથીજ પોતાની આજીવીકા ચલાવવી અને યજ્ઞ કરાવવા તથા વેદ ભણાવવામાં દીનતા કરવા આદી દોષ જોવામાં આવે તો ખેતરના માલીએ ખેતરમાં જે દાણા વેરાયેલા છોડી દીધા હોય. તે વીણી લાવી તે ઉપર જીવવું. યજ્ઞ કરાવવો અને વેદ ભણાવવા એ ઉત્તમ વૃત્તિ છે. અને તે કરતાં પણ ઉપર કહ્યા પ્રમાણે દાણા લાવવાની વૃત્તિ ઉત્તમ છે.

॥ ब्राह्मणस्य हि देहोऽयं क्षुद्रकामाय नेष्यते ॥
॥ कृच्छ्राय तपसे चेह प्रेत्यानंतसुखाय य ॥८०॥

બ્રાહ્મણે—આજીવીકાનું સંકોચ પડે તો તે સહન કરવું, કારણ કે બ્રાહ્મણનો આ દેહ સંસારના સુખ ભોગવવાને માટે નથી પણ જીવતાં સુધી કષ્ટ ભોગવી અને તપ કરીને મુવા પછી અનંત સુખ ભોગવવાને માટે છે એમ વેદનો પણ અભિપ્રાય છે.

॥ शिलोंछवृत्त्या परितुष्टचित्तो धर्मं महान्तं विरजजुषाणः॥
॥ मय्यर्पितात्मागृहएवातिष्टन्नातिप्रसक्तःसमुपैतिशांत्तिम्८१
॥ समुद्धरन्ति ये विप्रं सीदंतं मत्परायणम् ॥
॥ तानुद्धरिष्ये न चिरादापद्भयो नौरिवार्णवात् ॥८२॥

ઉપર પ્રમાણે ખેતરમાંથી દાણા લાવવાની અથવા બજારમાંથી ઓહલો કરી આવવાની વૃત્તિથીજ ચિતમાં સંતોષ રાખનાર અતિથિનું પુજન કરવા આદિ મોટા અને સ્વચ્છ ધર્મને સેવનાર—અને ઘર આદિમાં અતિ શક્તિ નહિં રાખનાર—અને મારે વિશે અર્થાત્ પરમાત્માને વિશે પ્રીતી રાખનાર બ્રાહ્મણ અથવા બીજો કોઇ મારો ભક્ત ધનવિના સિદાતો હોય, તેને જે લોકો દારીદ્રમાંથી તારશે. તેઓને વાહાણુ જેમ સમુદ્રમાંથી તારે છે. તેમ હું તુરતજ સઘળાં કષ્ટોમાંથી તારીશ.

॥ सर्वाः समुद्धरेद्राजा पितेव व्यसनात्प्रजाः ॥
॥ आत्मानमात्मना धीरो यथा गजपतिर्गजान् ॥८३॥

રાજાઓનો તો આ આવશ્યક ધર્મ છે. પિતા જેમ છોકરાંઓને

કષ્ટમાંથી તારે છે. તેમ રાજાએ સઘળી પ્રજાને કષ્ટમાંથી તારવી જાઇએ. અને મોટો હાથી જેમ બીજા હાથીઓને કાદવમાંથી કાઢીને પોતે પોતાની મેળેજ નીકળે છે. તેમ રાજાએ પ્રજાઓને વિપત્તિમાંથી કાઢીને પોતે પોતાથીજ ધીરપણું રાખીને વિપત્તિઓમાંથી નીકળવું જોઇએ.

॥ एवंविधो नरपति र्विमानेनार्कवर्चसा ॥
॥ विधुयेहाशुभ कृत्स्नमिंद्रेण सह मोदते ॥८४॥

આ પ્રમાણે ચાલનારો રાજા અહિંજ સઘળા પાપથી મુક્ત થઇને સૂર્ય સરખા તેજસ્વિ વિમાનમાં બેસી ઇન્દ્રની સાથે આનંદ ભોગવે છે.

॥ सीदन्विप्रो वणिग्वृत्या पण्यैरेवापदं तरेत् ॥
॥ खड्गेन वा पदाक्रान्तो न श्ववृत्त्या कथंचन ॥८५॥

બ્રાહ્મણ આજીવિકા વિના સિદાતો હોય તો તેણે વૈશ્યના ધં. ધાથી માલ વેચીનેજ પોતાની વિપત્તિથી તરવું—અને બહુજ વિપત્તિ પડી હોયતો હથિઆર બાંધવા રૂપ ક્ષત્રીયની વૃત્તિથી વિપત્તિ ટાળવી પરંતુ દાસપણું કરવાની વૃત્તિ કે જે કુતરાની વૃત્તિ કહેવાય છે. તેને કદી પણ ગ્રહણ કરવી નહિં.

॥ वैश्यवृत्त्या तु राजन्यो जीवेन्मृगययापदि ॥
॥ चरेद्वा विप्ररूपेण न श्ववृत्या कथंचन ॥८६॥

કોઇ ક્ષત્રીય—વૃત્તિ વીના પીડાતો હોય તો તેણે વૈશ્ય ધંધાથી વિપત્તી ટાળવી અને બહુજ વિપત્તી પડી હોય તો મૃગયા કરવાના

ધંધાથી વિપત્તી ટાળવી અથવા વિપત્તી મટતાં સુધી વેદભણાવવા આદિ બ્રાહ્મણનો ધંધો કરવો પણ કુતરા સરખી દાસવૃત્તિ કરવી નહીં.

॥ शूद्रवृत्तिं भजेद्वैश्यः शूद्रः कारुकटाक्रियाम् ॥
॥ कृच्छ्रान्मुक्तो न गर्ह्येण वृत्तिं लिप्सेत कर्मणा ॥८७॥

કોઇ વૈસ્ય આજીવિકા વિના હેરાન થતો હોય. તો તેણે દાસ પણું કરવાની શુદ્રની વૃત્તિથી વિપત્તિ ટાળવી. અને શુદ્ર આજીવિકાથી હેરાન થતો હોયતો તેણે સાદડીઓ આદિ બનાવવા રૂપ જે પ્રતિલોમ જાતીની વૃત્તિ છે. તે પ્રમાણે કરતાં વિપત્તી ટાળવી. વિપત્તિ મટી ગયા પછી કોઇ વર્ણે પણ ઉપર કહેલા આપત્કાલમાં ચલાવેલા નીચ કામથી, વૃત્તિની ઇચ્છા રાખવી નહિં.

॥ वेदाध्यायस्वधास्वाहाबल्यन्नाद्यैर्यथोदयम् ॥
॥ देवर्षिपितृभूतानि मद्रूपाण्यन्वहं यजेत् ॥८८॥

ગૃહસ્થ પુરૂષે વેદાધ્યન રૂપ બ્રહ્મયજ્ઞથી ઋષિઓનું; સ્વધાકારથી પિતૃઓનું; સ્વાહાકારથી દેવતાઓનું; બળીદાનથી ભૂતોનું; અને અન્ન જળાદીક આપવાથી મનુષ્યોનું; પોતાના વૈભવ પ્રમાણે પ્રત્યેક દીવસે પુજન કરવું. અને તેઓમાં ઇશ્વર દ્રષ્ટિ રાખવી.

॥ यदृच्छयोपपन्नेन शुक्लेनोपार्जितेन वा ॥
॥ धनेनापीडयन् भृत्यान्न्यायेनैवाहरेत्क्रतून् ॥८९॥

જો શક્તિ હોય તો ઉદ્યમ વિના મળેલા અથવા પોતાનીજ વર્ણની મર્યાદાએ ન્યાય માર્ગે મેળવેલા શુદ્ધ ધનથી પોતાના પોષ્ય વર્ગને

કશી અડચણ ના આવે એવી રીતે યજ્ઞો કરવા-

॥ कुटुंबेषु न सज्जेत न प्रमाद्येत्कुटुंब्यपि ॥
॥ विपश्चिन्नश्वरं पश्येददृष्टमपि दृष्टवत् ॥९०॥

ગ્રહસ્થ પુરૂષે કુટુંબી છતાં પણ કુટુંબમાં આશક્તિ રાખવી નહિં. અને ઇશ્વરને વિષે નિષ્ઠા રાખવામાં પ્રમાદ કરવો નહિં. સમજુ ગૃહસ્થે સ્વર્ગાદિકનાં સુખને પણ આલોકના સુખની પેઠે વિનાશરૂપ મીથ્યા કલ્પિત સ્વપ્નભ્રમ સમાન જાણવું કે જેથી આ લોક કે પરલોકનાં કામોગાં આશક્તિ બંધાઇ જઇને પ્રમાદ ઉત્પન્ન ન થાય ? !

॥ पुत्र दाराप्त बन्धूनां संगमः पांथ संगमः ॥
॥ अनुदेहं वियंत्येते स्वप्नो निद्रानुगो यथा ॥९१॥

પુત્ર, સ્ત્રી, સ્નેહી, અને બંધુઓનો સમાગમ વટેમાર્ગુ લોકોના સમાગમ જેવો છે. કારણ કે જેમ નિંદ્રા જતાં તેની પછવાડે સ્વપ્ન પણ જતુ રહે છે—તેમ તે લોકો દેહ જતાં રહેતાં તેની પછવાડે જતાં રહે છે.

॥ इत्थं परिमृशन्मुक्तो गृहेष्वतिथिवद्वसन् ॥
॥ न गृहैरनु बध्येत निर्ममो निरहंकृतः ॥९२॥

આમ વિચાર કરતાં સંસારના બંધન સ્ત્રી પુત્રાદિકથી છુટેલો. અને અહં મમતાના ત્યાગવાળો. ઘરમાં મેહેમાનની પેઠે રહેનાર ગૃહસ્થ પુરૂષ ઘર આદી સસારથી બંધન પામતો નથી.

॥ कर्मभिर्गृहमेधीयैरिष्ट्वा मामेव भक्तिमान् ॥
॥ तिष्ठेद्वनं वोपविशेत्प्रजावान्वा परिव्रजेत् ॥९३॥

આ પ્રમાણે ગૃહસ્થાશ્રમ સબંધી કર્મોથી ગારૂંજ પુજન કરી ભક્તિવાન સદ્પુરૂષે, ઘરમાંજ રહી સત્સંગથી અમૃત જ્ઞાન લેવું. વા વાનપ્રસ્થ થવું. પ્રજા હોયતો ગૃહસ્થાશ્રમથીજ પરબાર્યું સંન્યાસ આ-શ્રમમાં જવાની વેદ શાસ્ત્રની આજ્ઞા છે.

॥ यस्त्वासक्तमतिर्गेहे पुत्रवित्तेषणातुरः ॥
॥ स्त्रैणः कृपणधीर्मूढो ममाहमितिबध्यते ॥९४॥

ઘરમાં આસક્તિ વાળો—પુત્ર તથા ધનની તૃષ્ણાથી આતુર-- સ્ત્રીઓમાં લંપટ અને કંગાલ બુદ્ધિ વાળો—જે મૂઢ ગૃહસ્થ હોય તેજ પુરૂષ " હું અને મારૂં " કહીને પોતાને હાથે પોતે બંધાય છે. અર્થાત્ ગૃહસ્થાશ્રમ કરતાં પણ અહંમમતા ત્યાગ બુદ્ધિએ સંસાર માં વિચરનાર આ સંસારથી સદા મુક્તજ છે.

॥ अहो मे पितरौ वृद्धौ भार्याबालात्मजात्मजाः ॥
॥ अनाथा मामृते दीनाःकथं जीवन्ति दुःखिताः ॥९५॥
॥ एवं गृहाशयाक्षिप्तहृदयो मूढधीरयम् ॥
॥ अतृप्त स्ताननुध्यायन् मृतोऽधं विशते तमः ॥९६॥

અહો !!! મારાં માબાપ વૃદ્ધ છે—સ્ત્રી અને છોકરાં નાનાં છે— છોકરાં અનાથ છે—દીન અને દુઃખીઆં આ ઉપર લખેલાં મારાં સ-ગાં મારા વિના શી રીતે જીવશે ? ? ? આ પ્રમાણે સંસારની વાસ-નાથી ચોતરફ બધાયમાન થયેલા હૃદયવાળો અને વિષયોથી અતૃપ્ત વિષયોનુંજ ધ્યાન અને સેવન કરતો મૂઢ બુદ્ધિવાન ગૃહસ્થાશ્રમી મુ-વા પછી તામસીયોનીમાં અવતરે છે.

**હવે વાનપ્રસ્થાશ્રમ** ના ધર્મ શ્રી ભગવાન કહે છે.

॥ श्री भगवानु वाच ॥

॥ वनं विविक्षुः पुत्रेषु भार्यां न्यस्य सहैव वा ॥
॥ वन एव वसेच्छान्तस्तृतीयं भागमायुषः ॥१७॥

વાનપ્રસ્થ આશ્રમમાં રહેવાની ઇચ્છા હોયતો પોતાની સ્રીની પુત્રોને ભલામણુ કરી અથવા તો સ્રીને સાથે લેઇ પોતાના આયુષ નો ત્રિજો ભાગ પુરો થતા સુધી વનમાંજ નિવાસ કરવો આયુષ્યનો ત્રીજો ભાગ પુરો થતાં ઇન્દ્રિયો બીલકુલ ક્ષીણુ થઇ જાય છે એટલે પછી વૈરાગ્ય મંદ હોય તો પણુ સંન્યાસ લેવાનો અધિકાર થાય છે.

॥ कंदमूल फलैर्वन्यैर्मेध्यै वृत्तिं प्रकल्पयेत् ॥
॥ वसीत वल्कलं वासस्तृणपर्णाजिनानि च ॥१८॥

વાનપ્રસ્થાશ્રમમાં જનાર પુરૂષે ઉત્પન્ન થયેલાં પવિત્ર કંદ મૂલ અને ફુલોથી પોતાની વૃત્તિ ચલાવવી. વલ્કલ વસ્ર, ખેડ, પાંદડાં અને મૃગચર્મ પેહેરવાં.

॥ केशरोम नख श्मश्रुमलानि बिभृयाद्दतः ॥
॥ न धावेदप्सु मज्जेत त्रिकालं स्थंडिलेशयः ॥१९॥

કેશ, રૂવાણ્ણાં, નખ અને દાઢી મુછ આદિ પંચકેશ એમના એમ રાખવા, દાંતને સ્વચ્છ કરવા નહિં. ત્રણે સમયે જળમાં પડીને મુસલ સ્નાન કરી લેવું. અને પૃથ્વી ઉપર સુવાની પથારી કરવી.

॥ ग्रीष्मे तप्येत पंचाग्निन् वर्षास्वासारषाड्जले ॥

॥ आकंठमग्नः शिशिर एवंवृत्त स्तपश्चरेत् ॥१००॥

ઉનાળમાં પંચાગ્નિ તાપવા– ચોમાસામાં સઘળો વરસાદ સહન કરવા રૂપ "अभ्रावकाश" નામનું વૃત્ત કરી ખુલી જગામાં બેસવું. અને શિઆળામાં કઠ સુધી જળમાં ડુબી રહેવા રૂપ "उदकवास" નામનું વૃત્ત કરવું. એમ વાનપ્રસ્થાશ્રમીએ તપ કરવું.

॥ अग्निपक्कं समश्नीयात्कालपक्कमथापिं वा ॥
॥ उलूखलाश्मकुट्टो वा दन्तोलूखल एव वा ॥१॥

અગ્નિથી પાકેલું ખાવું. અથવા કાલથી પાકેલું ખાવું. ખાંડણીથી અથવા પાષાણથી કુટેલું ખાવું. અથવા દાંતનુંજ ખાંડણીયું કરવું. એટલે બીજાથી ખાંડયા વિના દાંતથીજ ચાવીને ખાવું.

॥ स्वयं मंचिनुयात्सर्वमात्मनो वृत्तिकारणम् ॥
॥ देशकालबलाभिज्ञो नाददीतान्यदाहृतम् ॥२॥

પોતાની જીવીકાનું સર્વ સાધન પોતાનાજ હાથથી મેળવવું. દેશ કાળ–અને પોતાના બળની યોગ્યતા જોઇને નવું અન્નાદિક મળે ત્યારે જુનું છોડી દેવું.

॥ वन्यैश्चरुपुरोडाशैर्निर्वपेत्कालनोदितान् ॥
॥ न तु श्रौतेन पशुना मां यजेन वनाश्रमी ॥३॥

વાનપ્રસ્થાશ્રમીએ વનમાં ઉત્પન્ન થએલાં ધાન્યાદિક પદાર્થોથી તે તે સમયમાં કહેલા ચરૂ અને પુરોડાસ હોમવા. પણ વેદમાં કહ્યું છે એમ માનનારના પ્રમાણે પશુને મારીને મારૂં યજન કરવું નહિં.

॥ अग्निहोत्रं च दर्शश्च पूर्णमासश्च पूर्ववत् ॥

॥ चातुर्मास्यानि च मुनेराम्नातानि च नैगमैः ॥४॥

વાનપ્રસ્થાશ્રમમાં પણ અગ્નિહોત્ર અમાવાસ્યા પૂર્ણમાસ અને ચાતુર્માસ્ય યજ્ઞ ગ્રહસ્થાશ્રમીની પેઠેજ કરવા. એમ વેદના જાણવાવાળા વેદવાદિઓએ નિર્ણય કરેલો છે.

॥ एवं चिर्णेन तपसा मुनिर्धमनी संततः ॥
॥ मां तपोमयमाराध्य ऋषिलोकादुपैति माम् ॥५॥

આ પ્રમાણે જીવતાં સુધી તપ કરવાથી જેનું માંસ સુકાઇ ગયું છે. અને આખા શરીરમાં નસોજ માત્ર દેખાતી હોય એવા વાન પ્રસ્થાશ્રમીની તપશ્ચર્યાથી પ્રસન્ન થઇ હું કે જે તપોમય છું અ- થવા "તપ" એ મારૂં સ્વરૂપ છે. એવા નિશ્ચયવડે મારી આરાધના કરવાથી મહર્લોકદિ લોકને પામી અનુક્રમથી અન્તે મનેજ પામે છે.

॥ यस्त्वेतत्कृच्छ्रतश्चीर्णं तपो निःश्रेयसं महत् ॥
॥ कामायाल्पीयसे युंज्याद्बालिशः कोऽपरस्ततः ॥६॥

અંતઃકરણ શુદ્ધ થઇને યથાર્થ ભક્તિ ઉત્પન્ન થઈ હોય તો મહર્લોકમાં જવું નહિં પડતાં અહિંયાંજ આ લોકમાં તે મુક્ત થઇ જાય છે. કષ્ટ ભોગવીને કરેલા અને પરમ કલ્યાણરૂપ મોક્ષને આપ- નારા આ તપનો સંસારના તુચ્છ સુખને માટે જે ઉપયોગ કરે તેથી બીજો કયો મુર્ખ છે???

॥ यदासौ नियमेऽकल्पो जरया जातवेपथुः ॥
॥ आत्मन्यग्नीन् समारोप्य मच्चित्तोऽग्निं समाविशेत् ॥७॥

વાનપ્રસ્થાશ્રમી પુરૂષ આ પ્રમાણે જીવતાં સુધી રહેલો તેનો

મોક્ષ થાય છે–પણ આયુષ્યનો ત્રીજો ભાગ પુરો થઈ જાય. તો વૈરાગ્ય મંદ છતાં પણ વાનપ્રસ્થાશ્રમ ત્યાગ કરીને સંન્યાસ લેવાનો અધિકાર થાય છે. જો ત્રીજા ભાગના આયુષ્યની આદીમાંજ જરાવસ્થાથી દેહમાં કંપ થતાં વાનપ્રસ્થ સ્વધર્મ પાળવામાં અશક્ત થઇ જાય અને સારી રીતે વૈરાગ્ય ન થયો હોય તો તેણે અગ્નિઓને પોતામાંજ આરોપ કરી અર્થાત્ અગ્નિહોત્ર છોડી દઇ ગારામાં ચીત્ત રાખી અગ્નિમાં પ્રવેશ કરવો.

॥ यदा कर्म विपाकेषु लोकेषु निरयात्मसु ॥
॥ विरागो जायते सम्यङ्न्यस्ताग्निःप्रव्रजेत्ततः ॥८॥

અને કર્મના ફળ રૂપ તથા પરિણામે નર્ક સમાન દુઃખ રૂપ સઘળા લોકોમાં સંપૂર્ણ વૈરાગ્ય થયું હોય તો અગ્નિહોત્રનો ત્યાગ કરી વાનપ્રસ્થાશ્રમમાંથી સંન્યાસાશ્રમ લેવો.

॥ इष्ट्वा यथोपदेशंमां दत्त्वा सर्वस्वमृत्विजे ॥
॥ अग्नीन्स्वप्राण आवेश्य निरपेक्षः परिव्रजेत् ॥९॥

સંન્યાસ લેવો હોય ત્યારે શાસ્ત્રમાં કહ્યા પ્રમાણે આઠ શ્રદ્ધા કરી. તથા પ્રાજાપત્ય નામની ઇષ્ટિથી મારૂં યજન કરી સર્વસ્વ ઋત્વિજોને આપી દઇ અગ્નિઓનો પોતાના આત્મામાં આરોપ કરી સઘળી તૃષ્ણા છોડી દઇને સંન્યાસ લેવો.

॥ विप्रस्य वै संन्यसतो देवा दारादिरूपिणः ॥
॥ विघ्नान्कुर्वन्त्ययं ह्यस्मानाक्रम्य समियात्परम् ॥१०॥

બ્રાહ્મણો જ્યારે સંન્યાસ લેવા તૈયાર થાય છે ત્યારે “આ અ-

મારાં સ્થાનકોનો અતિક્રમ કરીને પરબ્રહ્મને પામશે " એવી અસહનતાથી દેવતાઓ અનેક રીતે વા સ્ત્રી આદીકમાં આવીને તે રૂપથી વિઘ્ન કરે છે—માટે તે સમયમાં ભાર્યા આદી કોઇના કાલાવાલાને નહિં ગણકારતાં વિઘ્ન વિનાશક પરબ્રહ્મ પરમાત્માનું સ્મરણ કરી સંન્યાસ લેવો જોઇએ.

॥ बिभृयाच्चेन्मुनिर्वासः कौपीनाच्छादनं परम् ॥
॥ त्यक्तं न दंडपात्राभ्यामन्यत्किंचिदनापदि ॥११॥

સંન્યાસીને કોપીન ઉપરાંત બીજું વસ્ત્ર રાખવાની ઇચ્છા થાય તો તેણે માત્ર કૌપીનને ઢાંકવાનું વસ્ત્રજ રાખવું. દંડ અને પાત્ર શિવાય બીજી કાંઇ પણ વસ્તુ કે જેનો પ્રૈષોચ્ચાર પહેલાંજ ત્યાગ થયો છે. તેને આપત્કાલ વિના રાખવીજ નહિં.

॥ दृष्टि पूतं न्यसेत्पादं वस्त्रपूतं पिबेज्जलम् ॥
॥ सत्यपूतां वदे द्वाचं मनः पूत समाचरेत् ॥१२॥

પૃથ્વીના ઉપર પગ મુકવો તે જોઇનેજ પગ મુકવો. પાણીપીવુ તે ગળીને પીવું. બોલવું તે સત્ય અને પવિત્ર વાણી બોલવી. અને કાર્ય કરવું ને મનથી વિચાર કરીને જે શુદ્ધ લાગે તેજ કરવું ???

॥ मौनानीहानिलायामा दंडा वाग्देहचेतसाम् ॥
॥ नह्येते यस्य संत्यंग वेणुभिर्न भवेद्यतिः ॥१३॥

મૌન રાખવું એ વાણીનો દંડ છે. સકામ કર્મ ન કરવાં એ દેહનો દંડ છે. અને પ્રાણાયમ કરવો એ ચિત્તનો દંડ છે. આ ત્રણ દંડ જેને હોય તેજ (ત્રી) દંડી સન્યાસી કહેવાય છે. પણ આ ત્રણ

દંડ ના રાખતાં માત્ર વાંસની લાકડી રાખવાથી દંડી સન્યાસી કહેવાય નહિ—કહેવાનો અર્થ એજ છે કે જો ઉપરના દંડ ધારણ કીધા હોય અને જ્ઞાની ન હોય તો કાષ્ટ દંડથી સંન્યાસી બની શકતો નથી.

॥ भिक्षां चतुर्षु वर्णेषु विगर्ह्यान्वर्जयंश्चरेत् ॥
॥ सप्तागारान संक्लृप्तां स्तुष्येल्लब्धेन तावता ॥१४॥

બ્રાહ્મણોમાંજ વૃત્તિના ભેદથી જે ચાર વર્ણ ગણવામાં આવે છે. તેઓની ભીક્ષા લેવી. અને તેઓમાં પણ ઊત્તમ ઊત્તમની ન મળે તો પછી અભિશાપ પામેલા અને પતિતાદિકનો ત્યાગ કરીને બીજાઓની લેવી. પ્રથમથી નહિં ધારી રાખેલાં સાત ઘરમાંજ ભીક્ષા સારૂ ફરવું. અને તેટલામાંજ જે કાંઇ મળે તેથી સંતોષ રાખવો.

॥ बहिर्जलाशयं गत्वा तत्रोपस्पृश्य वाग्यतः ॥
॥ विभज्य पावितं शेषं भुंजीताशेषमाहृतम् ॥१५॥

ભિક્ષા લાવીને ગામથી બાહાર જલાશયમાં જઇ, આચમન લઇ આવેલા અન્નને પ્રોક્ષણાદિકથી શુદ્ધ કરી જેટલું આણેલું હોય તે સઘળું મુંગાં મુંગાં ખાઇ જવું. એટલે જમતાં વધી પડે તેટલું લાવવુંજ નહિં. અને તેટલામાંથી પણ જો કોઇ માગે તો તેને કાંઇક આપતાં અવશેષ રહે તે ખાવું.

॥ एकश्चरेन्महीमेनां निःसंगः संयतेन्द्रियः ॥
॥ आत्मक्रीड आत्मरत आत्मवान् समदर्शनः ॥१६॥

પૃથ્વી ઉપર એકલાએજ વિચરવું—અર્થાત્ નિઃસંગ રહેવું. અને ઇન્દ્રિયોને નિયમમાં રાખી વિચરવું આત્મામાંજ સદા કાલ રમત કરવી.

અને આત્મામાંજ સદા પ્રીતી પૂર્વક રહેવું. તથા આત્માના સ્વરૂપેજ સર્વને જોવું, તથા સમદ્રષ્ટિ રાખી વિચરવું.

॥ विविक्त क्षेमशरणो मद्भाव विमलाशयः ॥
॥ आत्मानं चिंतयेदेकमभेदेन मया मुनिः ॥१७॥

નિર્જન અને નિર્ભય સ્થાનકમાં બેસી મારી (આત્માપરમાત્મા-ની) ભાવનાથી અર્થાત્ સર્વમાં પરમાત્માજ છે એવા ભાવથી અંત કરણના શુદ્ધિ સાથે સંન્યાસીએ મારી સાથે અભેદ બુદ્ધિએજ અર્થાત્ પોતાનોજ આત્મા અભેદ સ્વરૂપે પરમાત્માજ છે. એમ સમજી કેવળ આત્માનુ ચિંતવન કરતાં વિચરવું.

॥ अन्वीक्षेतात्मनो बंधं मोक्षं च ज्ञाननिष्ठया ॥
॥ बंधं इन्द्रिय विक्षेपो मोक्ष एषां च संयमः ॥१८॥

જ્ઞાનમાં નિષ્ઠા રાખીને પોતાના બંધમોક્ષનો વિચાર કરવો કે "ઇન્દ્રિઓનો વિક્ષેપ તેજ **બંધન**—અને ઇન્દ્રિઓનો નિગ્રહ તેજ **મોક્ષ છે.**"

॥ तस्मान्नियम्य षड्वर्गं मद्भावेन चरेन्मुनिः ॥
॥ विरक्तःक्षुल्लकामेभ्यो लब्ध्वात्मनि सुखं महत् ॥१९॥

એટલાજ માટે છ ઇન્દ્રિયોને વા ઉર્મિઓને નિયમમાં રાખીને સંન્યાસીએ આત્મા સર્વત્ર વ્યાપક છે. એવી ભાવના કરતાં વીચરવું. સંસાર સંબંધી ક્ષુદ્ર વિષયોમાં વૈરાગ્ય ધારણ કરવાથી મનને મોટું સુખ મળે છે.

॥ पुरग्राम व्रजान् सार्थान् भिक्षार्थं प्रविशं चरेत् ॥

**॥ पुण्यदेश सरिच्छैल वनाश्रमवतीं महीम् ॥२०॥**

ફક્ત ભિક્ષાને માટેજ નગર, ગામ, વ્રજ અને સંઘોમાં ફરવું. સર્વદા તો પવિત્ર દેશ, નદીઓ, પર્વતો, વન અને માહાત્માઓના આશ્રમોવાળી પૃથ્વીમાં એકલાજ ફરવું.

**॥ वानप्रस्थाश्रमपदेष्वभीक्ष्णं भैक्ष्यमाचरेत् ॥**

**॥ संसिध्यत्याश्व संमोहः शुद्धसत्वशिलांधसा ॥२१॥**

પ્રત્યેક દિવસે વાનપ્રસ્થોના આશ્રમોમાંથી ભીક્ષા લાવવામાં આવે તો તે બહુજ ઊતમ છે. કારણ કે વાનપ્રસ્થોનું અન્ન કે જે શિલ (ખેતરમાંથી વીણી લાવેલા દાણા) વૃતિથી તેઓને પ્રાપ્ત થએલું હોય છે. તે ખાવાથી અંતઃકરણ શુદ્ધ થઇને તુરત મોહની નિવૃતિ થતાં મુક્તજ થાય છે.

**॥ नैतद्वस्तुतया पश्येद्दृश्यमानं विनश्यति ॥**

**॥ असक्तचित्तो विरमेदिहामुत्र चिकीर्षितात् ॥२२॥**

મિષ્ટાન્નાદિક વસ્તુ કે જે દેખવામાં આવે છે. તેને કદાપી પણ સાચી ગણવી નહિં કારણ કે સર્વ નાશવંત છે "**यद्दृश्यंतं नष्टम्**" જે દેખાય છે તે સર્વ નાશવંતજ છે. એટલાજ માટે આ લોક અને પરલોકમાં આસક્તિ નહિં રાખતાં તે લોકોને માટે કરવામાં આવતાં કામોથી નિવૃત થવુંજ જોઇએ.

**॥ यदे तदात्मनि जगन्मनोवाक् प्राणसंहतम् ॥**

**॥ सर्वं मायेति तर्केण स्वस्थस्त्यक्त्वा नतत्स्मरेत् ॥२३॥**

આ મમતાના સ્થાનક રૂપ જગત, મન, વાણી—અને પ્રાણ યુક્ત એવું અહંકારના સ્થાનક રૂપ આ શરીર—અને તેથી થતાં સુખ—એ સઘળાં આત્માને વિશે માયા માત્રકલ્પનાજ છે એમ સ્વમાદિકના દ્રષ્ટાંતો ઉપરથી તેઓને છોડી દેતાં આત્મામાંજ નિષ્ઠા રાખીને એવા માયાના વિષયોનું સ્મરણ પણ કદાપી કરવું નહિં. સ્મરણ કરવાથી મોહ થતાં વૈરાગ્ય નાશ પામે છે અને વૈરાગ્ય જતાં આત્મ તત્વની દ્રષ્ટિ નાશ પામે છે—માટે એવા મિથ્યા સુખરૂપ દેખાતા પદાર્થોમાં કદાપી પણ આશક્તિ પૂર્વક સ્મરણ રાખવુંજ નહિ.

**હવે પરમ હંસોના ધર્મ કહેવાય છે.**

**॥ ज्ञानानिष्ठो विरक्तोऽवा मद्भक्तो वाऽनपेक्षकः ॥**
**॥ सलिंगानाश्रमां स्त्यक्ता चरेदविधिगोचरः ॥२४॥**

વૈરાગ્યને પામીને મોક્ષની ઇચ્છા રાખનાર—પરિપૂર્ણ જ્ઞાન નિષ્ઠા યુક્ત—કે જે મોક્ષની પણ ઇચ્છા નહિં રાખતાં મારી ભક્તિમાંજ લાગેલો હોય, તેણે દંડાદીકની આવશ્યકતા વાળા આશ્રમોના ધર્મોમાં આશક્તિ છોડી દઇને બની શકે તેટલા આશ્રમ સબંધી ધર્મો પાળવા એટલે શાસ્ત્રોના વચનોનું અત્યંત દાસપણું નહિં રાખતાં વિચરવું જોઇએ—

**॥ बुधो बालकवत्क्रीडेत्कुशलो जडवच्चरेत् ॥**
**॥ वदेदुन्मत्त वद्विद्वान् गोचर्या नैगमश्चरेन् ॥**

વિવેકી છતાં બાલકની પેઠે માન કે અપમાનનો વિવેક નહિ રાખતાં ક્રિડા કરવી. નિપૂણ છતાં જડની પેઠે ફલનું અનુસંધાન ન-

હિં રાખતા વિચરવું. પંડીત છતાં ઉન્મતની પેઠે લોકોને રાજી કરવાની અપેક્ષા નહિં રાખતાં બોલવું—અને વેદના અર્થમાં નિષ્ઠા રાખનાર છતાં લોકોનોસંગ નહિ થવા માટે બળદની પેઠે નીયમોથી રહીત જેવી સ્થિતી રાખવી.

॥ वेद वादरतो न स्यान्न पाखंडि न हैतुकः ॥
॥ शुष्कवादविवादे न कंचित्पक्षं समाश्रयेत् ॥२६॥

કર્મકાંડના વ્યાખ્યાનાદિક વેદવાદમાં પ્રિતી રાખવી નહિ. પાખંડી થવું નહિ. વેદ વિરૂદ્ધ કેવલ તર્કમાં નિષ્ઠા રાખવી નહિ. અને પ્રયોજન વિનાની વાતના વિવાદમાં કોઇએક પક્ષ પકડવો પણ નહિ.

॥ नोद्विजेत जनाद्धीरो जनं चोद्विजयेन्न तु ॥
॥ अतिवादांस्तितिक्षेत नावमन्येत कंचन ॥२७॥

કોઇ માણસથી ઉદ્વેગ રાખવો નહિ. ધૈર્યતા રાખીને કોઇને ઉદ્વેગ થાય તેમ કરવું નહિ. નાસ્તીક દુષ્ટ જનો વા નીંદક જનોનાં દુર્વચનો સહન કરવાં. સર્વને આત્મા રૂપ જાણવાથી કોઇ જીવાત્માની અવજ્ઞા કરવી નહિ, અને પશુની પેઠે આ દેહના ઉદ્દેશથી વા દેહાભિમાનથી કોઇ જીવાત્મા સાથે વૈર કરવું નહિ.

॥ एक एव परा ह्यात्मा भूतेष्वात्मन्यवस्थितः ॥
॥ यथेंदुरुदपात्रेषु भूतान्येकात्मकानि च ॥२८॥

જલનાં નોખાં નોખાં પાત્રોમાં જુદોજુદો જણાતાં પણ ચંદ્રમા તો એકજ છે, તેમ પોતામાં અને સર્વ પ્રાણીઓમાં જુદો જુદો આત્મા સમજાતાં છતાં પોતે પરમાત્મા તો એકજ છે. માટે આત્મ

દ્રષ્ટિથી કોઇના ઉપર વૈર રાખવાનું કારણજ નથી તેમ દેહ દ્રષ્ટિથી પણ કોઇના ઉપર વૈર રાખવાનુ કારણ રહેતું નથી, કેમકે સઘળા દેહ પણ તેના કારણ સ્વરૂપ માયાવડે એકજ છે.

॥ अलब्ध्वा न विषीदेत काले कालेऽशनं क्वचित् ॥
॥ लब्ध्वा न हृष्येद्धृतिमानुभयं दैवतंत्रितम् ॥२९॥

કોઈ સ્થલમાં યોગ્ય સમયે ખાવાનું ના મળે તો ધીરજ રાખવી પણ મુંઝાવું નહિ. અને મળે તો રાજી થવું પણ નહિ. કારણ કે મળવું કે ના મળવું તે સર્વ દૈવાધીનજ છે. પ્રારબ્ધ સંસ્કારના યોગે પ્રાપ્તિ અપ્રાપ્તિ સંભવે છે.

॥ आहारार्थं समीहेत युक्तं तत्प्राणधारणम् ॥
॥ तत्त्वं विमृश्यते तेन तद्विज्ञाय विमुच्यते ॥३०॥

ભિક્ષાને માટે પ્રયત્ન તો કરવો. કારણ કે પરમહંસે પ્રાણનું ધારણ—કરવું યોગ્ય છે, પ્રાણ હોય તો તત્વનો વિચાર થાય અને તત્વ. જ્ઞાન થાય તો મુક્તિ મળે છે.

॥ यदृच्छयोपपन्नान्नमद्याच्छ्रेष्ठमुतापरम् ॥
॥ तथा वासस्तथा शय्यां प्राप्तं प्राप्तं भजेन्मुनिः ॥३१॥

સારૂં અથવા નરતું અન્ન યદૃચ્છાથી આવી મળે તે ખાઇ લેવું, સારૂં નજ લેવું એવો પણ આગ્રહ નહિં, અને નરતું પણ ન લેવું એવો પણ આગ્રહ નહિં—એવી રીતે વસ્ત્ર શય્યા આદી જે યદૃચ્છાથી આવી મળે તેનું પરમહંસ પુરૂષે સેવન કરવું.

॥ शौचमाचमनं स्नानं न तु चोदनयाचरेत् ॥
॥ अन्यांश्च नियमान् ज्ञानी यथाऽहं लीलयेश्वरः ।३२।

શ્રી ભગવાન પોતે કહેછેકે હું કે જે પોતે ઇશ્વર છું તે જેમ શૌચ, આચમન, સ્નાન અને બીજા પણ કેટલાએક ધર્મ સબંધી નિયમો લીલા માત્રજ કરૂંછું—અર્થાત્ હું જો એમ ના કરૂં તો લોક કે જે મને માનવાવાળા છે તે પણ એમ નહિ કરશે માટે લોકોને ધર્મ માર્ગે ચઢાવવા કરૂંછું, તેમ જ્ઞાનીએ પણ શૌચ, આચમન, સ્નાનાદિક ધર્મના બીજા નિયમો બનતા પ્રયત્ને પાળવા પણ વેદાદીનો દાસ બનીને પાળવા નહિ. સઘળા નિયમોને પાળવાની વેદની આજ્ઞા ઉઠાવવા જાય તો જ્ઞાનનિષ્ઠામાં અડચણ આવે છે. છતાં બનતા પ્રયત્ને લોકોને તે માર્ગે ચઢાવવાને માટે પાળવા. ( तस्मादसक्त ०॥ તથા यद्यदाचराति श्रेष्ठस्तत्तदेवेतरोजन : ॥ सयत्प्रमाणं कुरुते लोक स्तदनुवर्त्तते ॥ भ० गीता अ० ३-१९-२१ ॥તથા नमे पार्थास्तिकर्त्तव्यं त्रिषुलोकेषुकिंचन ॥नानवाप्तमवाप्तव्यं वर्तएव चकर्माणि ॥ भ० गीता अ० ३। २२।। માટે કંઇ મમતા અથવા આશક્તિ રાખ્યા વિના જે કામ કરવાની ફરજ છે તે કામ હમેશ કર, કેમકે જે માણસ મમતા રાખ્યા વિના કામ કરે છે તેજ મોક્ષને પામે છે મોટા માણસ જે કામ કરે છે–તે બીજો માણસો પણ કરે છે તે જે ધોરણ ઉભું કરે છે તે ધોરણે લોકો ચાલ્યા જાય છે ॥ ૨૧ ॥ હે પાર્થ ! ! ! ત્રણે લોકમાં એવું કંઇ નથી કે જે મારે કરવાની ફરજ રૂપ હોય. અથવા એવી કોઇ ચીજ નથી કે જે મને મળેલી નથી અને તે મારે મેળવવાની છે !!! આટલું છતાં પણ

કર્મ કરવામાં હું સામીલ થઇ જાઉંછુ તથા **ममवर्त्मानु वर्त्तते ॥** મારા વર્તન પ્રમાણેજ સર્વ લોકો વર્ત્તન રાખે છે. તથા ભાગવતગીતા અધ્યાય. ૪ થાના ૧૧-૧૨-૧૩ તથા ૧૪ મા માં પણ એજ વીધી સમજાવેલો છે કે **न मां कर्माणि लिंपंति न मे कर्मफलेस्पृहा ॥** મને કર્મનુ લેપન છેજ નહિ. એટલે મને કર્મ વલગતુંજ નથી. હું કર્મના ફલની ઇચ્છા રાખતોજ નથી. ૯૦ ॥ )

**॥ न हि तस्य विकल्पाख्या याच मद्विक्षया हता ॥**
**॥ आदेहांतात्कचित्ख्याति स्ततः संपद्यते मया ॥३३॥**

જ્ઞાની પુરૂષને ભેદ દ્રષ્ટિની પ્રતિતી હોતીજ નથી. અને જે હતી તે પણ જ્ઞાન પ્રકાશથી નાશ પામી ગઇ છે અધાપિ દેહ છુટી જવા સુધી કોઇ કોઇ સમયે આહારાદિકમાં ભેદ પ્રતીતી દેખવામાં આવે છે તોપણ તે મિથ્યા જાણેલીજ હોય છે માટે દેહ છુટી ગયાથી તે વિદેહમુક્તજ છે.

**॥ दुःखोदर्केषु कामेषु जातनिर्वेद आत्मवान् ॥**
**॥ अजिज्ञासि तमद्धर्मो गुरुं मुनिमुपाव्रजेत् ॥३४॥**

આવી રીતે વિરક્ત અને પરોક્ષ જ્ઞાનવાન પુરૂષને માટે સંન્યાસ અને સન્યાસના ધર્મો મેં કહ્યા, હવે એકલા વૈરાગ્યવાન અને જ્ઞાન પ્રકાશ કરવાની ઇચ્છાવાળા પરમહંસ પુરૂષને માટે કહું છું કે જે પુરૂષને પરિણામે દુઃખ આપનારા વિષયોમાં વૈરાગ્ય થયું હોય તેણે ધૈર્ય રાખીને બ્રહ્મનિષ્ઠ અને બ્રહ્મશ્રોત્રિય બ્રહ્મવેત્તાનું શરણ લેવુંજ જોઇએ. **(तद्विज्ञानार्थं सगुरुमेवाभिगच्छेतु ॥ समित्पाणिः श्रोत्रियं ब्रह्मनिष्ठम् ॥ श्रुतेः॥**

॥ तावत्परिचरेत् भक्तः श्रद्धावाननसूयकः ॥
॥ यावद्ब्रह्म विजानीयान्मामेव गुरुमादृतः ॥३५॥

જ્યાં સુધી તત્વજ્ઞાન પૂર્ણ સ્વસ્વરૂપે પ્રકાશ ના થાય ત્યાં સુધી સદ્‌ગુરૂના વચનો ઉપરની પૂર્ણ શ્રદ્ધા, આદર રાખીને તથા ઇર્ષ્યા, છોડી દઇ પોતાના સદ્‌ગુરૂને પોતાનાજ આત્મા સ્વરૂપ સમજીને પ્રેમ ભક્તિ વડે તેમની આજ્ઞા માનતાં તેમની સેવા કરવી—

॥ यस्त्व संयतषड्वर्गः प्रचंडेंद्रिय सारथिः ॥
॥ ज्ञानवैराग्य रहित स्त्रिदंडमुपजीवति ॥३६॥

જેણે છ વર્ગ વાળી ઉર્મિઓ તથા ઇંદ્રીયાદીકને જીતી નથી તથા જેની બુદ્ધિ વિષયોમાં અત્યંત આસક્ત હોય અને જે જ્ઞાન વૈરાગ્ય થી રહિત હોય ને સંન્યાસી પેટ ભરવા સારૂજ માત્ર ત્રિદંડનો ભાર ઉપાડીને ફરે છે—એમ સમજવું.

॥ सुरानात्मानमात्मस्थं निह्नुते मां च धर्महा ॥
॥ अविपक्वकषायोऽस्मादमुष्माच्च विहीयते ॥३७॥

મનના રાગદ્વેશાદીક મેલ ન બળી ગયા છતાં સંન્યાસ લઇને ધર્મનો ત્યાગ કરનારો પુરૂષ પુજન કરવા યોગ્ય દેવતાઓને તથા પોતાને તથા પોતામાં રહેલા મને પણ ઠગે છે, અને એમ કરવાથી આ લોકમાં અને પરલોકમાંથી ને ભ્રષ્ટ થાય છે.

॥ भिक्षोर्धर्मः शमोऽहिंसा तपइज्या वनौकसः ॥
॥ गृहिणो भूतरक्षेज्या द्विजस्याचार्य सेवनम् ॥३८॥

**શાન્તિ** અને **અહિંસા** એ સંન્યાસીના મુખ્ય ધર્મ છે. **તપ** અને **યજન** એ વાન પ્રસ્થના મુખ્ય ધર્મ છે. તમામ પ્રાણીઓનું **રક્ષણ** અને **યજન** (યજ્ઞ) એ ગ્રહસ્થના મુખ્ય ધર્મ છે. તથા **આચાર્ય**ની સેવા કરવી એ બ્રહ્મચારીના મુખ્ય ધર્મ છે.

**॥ ब्रह्मचर्यं तपःशौचं संतोषो भूतसौहृदम् ॥**
**॥ गृहस्थस्याप्यृतौ गंतुःसर्वेषां मदुपासनम् ॥३९॥**

બ્રહ્મચર્ય તપ શૌચ સંતોષ અને પ્રાણીઓની સાથે મિત્રતા રાખવી એ ગ્રહસ્થાશ્રમી પુરૂષોના મુખ્ય ધર્મ છે—પણ ઋતુના સમયમાં પોતાની સ્ત્રીનો સંગ કરવો એમ કરતાં પણ ગ્રહસ્થીનું બ્રહ્મચર્ય ગણાયછે (**ऋतुकाले तु याभार्यां ब्रह्मचारिग्रहीरित**:) અને પરમાત્મા **પરબ્રહ્મ**ની ઉપાસના કરવી એ સર્વ આશ્રમવાળાઓનો પરમ ધર્મ છે.

**॥ ॥ वानप्रस्थस्य वक्ष्यामि नियमान्मुनिसंमतान् ॥**
**॥ यानातिष्ठन्मुनिर्गच्छेद्दृषिलोक मिहांजसा ॥४०॥**

હવે વાનપ્રસ્થના નિયમો કે જે મુની લોકોએ સ્વિકારેલા છે, અને જેઓને પાળવાથી મુનીને અનાયાસે મહર્લોકની પ્રાપ્તી થાયછે તે વીશે આગળ કહુંછું.

**॥ नकृष्ट पच्यमश्नीयादकृष्ट चाप्यकालतः ॥**
**॥ अग्नि पक्कमथामं वा अर्कपक्कमुताहरेत् ॥४१॥**

ખેડ કરવાથી જે અનાજ પાકેલું હોય તે વાનપ્રસ્થીએ ખાવું નહિ. વગર ખેડે પાકયા છતાં પણ જે વગર સમયે પાકયું હોય તે

પણ ખાવું નહિ જે ફલ વિગેરે પદાર્થ સૂર્યથી પાકેલા હોય તેજ માત્ર ખાવા, અને એમ ના બની શકે તો અન્નાદિકને અગ્નિમાં પકાવીને અથવા એમને એમ કાચુંજ ખાવું.

॥ वन्यैश्चरु पुरोडाशान्निर्वपेत्काल चोदितान् ॥
॥ लब्धेनवेनवेऽन्नाद्ये पुराणं तु परित्सजेत् ॥४२॥

વનમાં ઉત્પન્ન થએલી નાનવી વીગેરેથી શાસ્ત્રમાં કહ્યા પ્રમાણે સમયમાં ચરૂ અને પુરોડાસ હોમવા. અન્ન વિગેરે વસ્તુ નવી નવી મળે ત્યારે જુની વસ્તુનો ત્યાગ કરવો જોઈએ.

॥ अग्न्यर्थमेव शरणमुटजं वाऽद्रिकंदराम् ॥
॥ श्रयेत हिमवाय्वग्निवर्षार्कातपषाद् स्वयम् ॥४३॥

અગ્નિને સાચવવાને માટેજ પર્ણકુટી અથવા પર્વતની ગુફાઓનો આશ્રમ લેવો, બાકી પોતે તો ટાઢ વાયુ અગ્નિ વરસાદ અને તડકાનું સહન કરી વસવું જોઇએ.

॥ केशरोमनखश्मश्रुमलाने जटिलो दधत् ॥
॥ कमंडल्वजिने दंडवल्कलाग्नि परिच्छदान् ॥४४॥

કેશ-રોમ-નખ-દાઢી-અને મુછના મેલને ધોવો નહીં—જટ રાખવી. કમંડલુ મૃગચર્મ-દંડ—વલકલ—અને અગ્નિ હોત્રનો સામાન રાખવો—

॥ चरेद्वने द्वादशाब्दानष्टौ वा चतुरो मुनिः ॥
॥ द्वावेकं वा यथा बुद्धिर्न विपद्येत कृच्छ्रतः ॥४६॥

આ પ્રમાણે વાનપ્રસ્થિએ વનમાં બાર આઠ કે ચાર બે અથવા એક વર્ષ સુધી રહેવું. તપના ક્લેશથી બુદ્ધિ નાશ ના પામે તે પ્રમાણે ઉપર કહેલા પક્ષોમાંથી ગમે તેનું ગ્રહણ કરવું વાનપ્રસ્થાશ્રમ પાળતાં બહુ કષ્ટ ભોગવવું પડે છે માટે કલિયુગમાં પાળવાની મનાઇ છે.

॥ यदाऽकल्पः स्वक्रियायां व्याधिभिर्जरयाऽथवा ॥
॥ आन्वीक्षिक्यां वा विद्यायां कुर्यादनशनादिकम् ॥४६॥

વાનપ્રસ્થાશ્રમી જ્યારે વ્યાધી વડે કે પોતાના દેહની જરા અવસ્થાથી પોતાના આશ્રમની ક્રિયા કરવા અસમર્થ હોય અને જ્ઞાનનો અભ્યાસ કરવામાં પણ અસમર્થ હોય ત્યારે તેણે અનશન ( ખાવાનો ત્યાગ ) વગેરે વ્રત કરવું

॥ आत्मन्यग्नीन्समारोप्य संन्यस्याहंममात्मताम् ॥
॥ कारणेषु न्यसेत्सम्यक् संघातं तु यथार्हतः ॥४७॥

એ વ્રત લીધા પહેલા અગ્નિહોત્રના અગ્નિઓનું દેહમાંજ આરોપણ કરી ( ધ્યાન કરી ) અહંતા મમતાને ત્યાગ કરી, યોગ્ય રીતે દેહનો તેની ઉત્પત્તિના કારણોમાં વિલય કરવો.

॥ खेखानि वायौ निःश्वासांस्तेजस्यूष्माण मात्मवान् ॥
॥ अप्स्वसृक् श्लेष्मपूयानि क्षितौ शेषं यथोद्भवम् ॥४८॥

ઉત્પત્તિ પ્રમાણે દેહનાં છીદ્રોનો આકાશમાં, નિશ્વાસનો વાયુમાં, ગરમીનો તેજમાં, રૂધિર, શ્લેષ્મ તથા પરૂનો જલમાં, અને અસ્થિ વીગેરે બાકીના કઠણ ભાગનો પૃથ્વીમાં વીલય કરવો.

॥ वाचमग्नौ सवक्तव्यामिंद्रे शिल्पं करावपि ॥
॥ पदानि गत्या वयसि रत्योपस्थं प्रजापतौ ॥४९॥

વાણી અને તેના કર્મ રૂપ ભાષણનો અગ્નિમાં વીલય કરવો, હાથ અને તેના કર્મ રૂપ શિલ્પના ઇન્દ્રમાં વિલય કરવો પગનો અને તેના કર્મ રૂપ ગતીનો વિષ્ણુમાં વિલય કરવો, ઉપસ્થનો અને તેના કર્મ રૂપ ગતીનો પ્રજાપતીમાં વિલય કરવો.

॥ मृत्यौ पायुं विसर्गं च यथास्थानं विनिर्दिशेत् ॥
॥ दिक्षु श्रोत्रं सनादेन स्पर्शमध्यात्मनि त्वचम् ॥५०॥

પાયુ અને તેના કર્મ રૂપ મલોત્સર્ગનો મૃત્યુમાં લય કરવો. શ્રોત્રનો અને શબ્દનો દિશાઓમાં લય કરવો, ત્વચાનો અને સ્પર્શનો વાયુમાં વિલય કરવો.

॥ रुपाणि चक्षुषा राजन् ज्योतिष्यभिनिवेशयेत् ॥
॥ अप्सु प्रचेतसा जिव्हां घ्रेयैर्घ्राणं क्षितौन्यसेत् ॥५१॥
॥ मनो मनोरथैश्चन्द्र बुद्धिं बोध्यैः कवौ परे ॥
॥ कर्माण्यध्यात्मना रुद्रे यदहममतांक्रिया ॥
॥ सत्वेन चित्तं क्षेत्रज्ञ गुणैर्वैकारिकं परे ।.५२॥

ચક્ષુનો અને રૂપનો તેજમાં લય કરવો. જીવ્હા અને વરૂણનો જલમાં લય કરવો. ઘ્રાણુ અને આશ્વનીકુમારનો ગધવાળી પૃથ્વીમાં લય કરવો, મન અને મનોરથનો ચન્દ્રમામાં લય કરવો, બુદ્ધિ અને તેના વિષયોનો બ્રહ્મામાં લય કરવો, અહંકાર અને તેના કર્મોનો રૂદ્ર

કે જેથી અહંતા–મમતા પૂર્વક ક્રિયા થાય છે તેમાં લય કરવો, ચિત્ત અને ચેતનાનો ક્ષેત્રજ્ઞ (જીવ) માં લય કરવો, ક્ષેત્રજ્ઞ (જીવો) ગુણો (રજ-સત્વ-તમ ) અને તેના દેવતાઓનો **પરબ્રહ્મ**માં વિલય કરવો. (અન્તે "**अहंब्रह्मास्मि**" એવો દૃઢ નિશ્ચય કરવો.)

॥ अप्सुक्षितिमपो ज्योतिष्यदोवायौ नभस्यमुम् ॥
॥ कूटस्थे तच्च महति तदव्यक्तेऽक्षरे च तत् ॥५३॥
॥ इत्यक्षरतयात्मानं चिन्मात्रमवशेषितम् ॥
॥ ज्ञात्वाऽद्वयोऽथ विरमेद्दग्धयोनिरिवानलः ॥५४॥

પૃથ્વીનો **જલ**માં–જલનો **તેજ**માં–તેજનો **વાયુ**માં, વાયુનો **આકાશ**માં અને આકાશનો **અહંકાર**માં, અહંકારનો **મહત્તત્વ** (બુદ્ધિ)માં મહત્તત્વનો **પ્રકૃતિ** ( મુળવિદ્યા–અજ્ઞા ) માં અને પ્રકૃતિનો **પુરૂષ** પરમાત્મામાં લય કરવો. આ પ્રમાણે કરતાં બાકી રહેલા ચૈતન્ય માત્ર આત્માને **પરબ્રહ્મ** રૂપ જાણી **અદ્વૈતરૂપ** થઇને જેમાં કાષ્ટ બળી ગયાં હોય એવા અગ્નિની પેઠે પોતાના આપેજ વિરામ પામે છે.

॥ कल्पस्त्वेवं परिव्रज्य देहमात्रावशेषितः ॥
॥ ग्रामैकरात्रविधिना निरपेक्षश्चरेन्महीम् ॥५५॥
॥ बिभृयाद्यद्यसौ वासः कौपिनाच्छादनंपरम् ॥
॥ त्यक्तं न दंडलिंगादेरन्यत्किंचिदनापदि ॥५६॥

જે વાનપ્રસ્થ, બ્રહ્મવિચારમાં અશક્ત હોય તેણે ઉપર લખ્યા પ્રમાણે કરવું. અને જે બ્રહ્મવિચારમાં સમર્થ હોય તેણે સંન્યાસ

લેઇને દેહશિવાય સઘળી વસ્તુનો ત્યાગ કરી કોઇ પ્રકારની ઇચ્છા નહિં રાખતાં પૃથ્વી ઉપર ફરવું. અને દરેક ગામમાં એક રાત્રી કરતાં વધારે રહેવું નહિં. સંન્યાસીને વસ્ત્ર રાખવાની જરૂર પડેતો પણ તેણે સ્વસ્થતાના સમયમાં લંગોટિ શિવાય બીજું કાંઇ રાખવું નહિં. અને તેણે સઘળાનો ત્યાગ કરેલો હોય છે તેથી કષ્ટના સમય વગરના દંડ કે સંન્યાસની નિશાની શિવાય બીજુ કાંઇ પણ રાખી શકાય નહિં.

॥ एक एव चरेद्भिक्षुरात्मा रामोऽनपाश्रयः ॥
॥ सर्व भूत सुहृच्छान्तो नारायण परायणः ॥५७॥

સંન્યાસીએ સર્વ ભૂતોની સાથે મૈત્રી, શાન્તિ અને નારાયણની પરમ ભક્તિ રાખીને આત્મામાંજ પ્રીતી રાખતાં અને બીજા કોઇનો પણ આશ્રય નહિ રાખતાં એકલાએજ ફરવું જોઇએ.

॥ पश्येदात्मन्यदो विश्वं परे सदसतोऽव्यये ॥
॥ आत्मानं च परंब्रह्म सर्वत्र सदसन्मये ॥ ५८॥

કાર્ય—કારણથી પર અને અવિનાશી આત્મામાં સઘળું જગત રચ્યું છે, અને કાર્ય-કારણમય સઘળા જગતમાં પરબ્રહ્મ રૂપ આત્મા રહેલા છે એમ ધારવું.

॥ सुप्तप्रबोधयोः संधावात्मनो गतिमात्मदृक् ॥
॥ पश्यन्बंधं च मोक्षंच मायामात्रं न वस्तुतः ॥५९॥

સુષુપ્તિમાં તમો ગુણને લીધે આત્મ સ્વરૂપ ઢંકાયેલું રહે છે અને જાગૃત તથા સ્વપ્નમાં વિક્ષેપને લીધે પ્રકાશતું નથી. પરંતુ અવસ્થા

ઓની સંધીમાં તમો ગુણ કે વિક્ષેપ હોતાં નથી તેથી તે સમયમાં આત્માને લક્ષ્ય કરી આત્મ સ્વરૂપને જોતાં અને બંધ મોક્ષને માયા માત્ર વિચારતાં સંન્યાસીએ સર્વ ઠેકાણે આત્માની વ્યાપકતા જોવી.

॥ नाभिनंदेद्ध्रुवं मृत्यु मध्रुवंवाऽस्य जीवितम् ॥
॥ कालं परं प्रतीक्षेत भूतानां प्रभवाप्ययम् ॥६०॥

આ દેહનું મરણ કે જે અવશ્ય થનાર છે તેમજ જીવીત કે જે રહેવાનું નથી. તેને અતી ચ્હાવું નહીં માત્ર પ્રાણીઓની ઉપત્તિ અને નાશ કરનારા કાલનીજ વાટ જોવી.

॥ नासच्छास्त्रेषु सज्जेत नोपजीवेत जीविकाम् ॥
॥ वादवादां स्त्यजेत्तर्कान्पक्षं कं च न संश्रयेत् ॥६१॥

અનાત્માને પ્રતિપાદન કરનારાં દેહાત્મવાદીનાં શાસ્ત્રો કે નાટક વિગેરે ગ્રંથો ઉપર પ્રીતી રાખવી નહીં જોશ જોવા. વીગેરે આજી વીકા ઉપર જીવવું નહિં. અયોગ્ય વાદ વિવાદનો અને તર્કનો સદા ને માટે ત્યાગ કરવો. કોઈનો પક્ષ અંગીકાર કરવો નહિં વા પક્ષનો આશ્રય લેવો નહી—

॥ न शिष्याननुवध्नीत ग्रंथानैवाभ्यसेद्बहून् ॥
॥ न व्याख्यामुपयुंजीत नारंभानारभेत्कचित् ॥६२॥

બહુ શિષ્યો કરવાનો ઉદ્યમ કરવો નહિ. બહુ ગ્રંથોનો અભ્યાસ પણ કરવો નહિ. સભા કરી વક્તાપણાનું કામ કરવું નહીં. મઠ બાંધ. વા વિગેરેની ખટપટો કરવી નહિં.

॥ न यतेराश्रमःप्रायो धर्महेतुर्महात्मनः ॥

॥ शान्तस्य समचित्तस्य बिभृयादुत वा त्यजेत् ॥६३॥

જ્ઞાન ના થયું હોય ત્યાં સુધી સંન્યાસીનાં ચીન્હ રાખી અંતઃકરણ ની શુદ્ધિને સારૂ યમ નિયમોને પાળતાં જ્ઞાન પ્રાપ્ત કરવા યત્ન કરવો જોઇએ. પણ જ્ઞાન થયા પછી તો નિયમોનું કશું કામ નથી અને યમો પણ પોતાની મેળેજ થાય છે. તેથી તે સમયમાં શાન્તી અને સમચિત્તવાળા મહાત્મા સંન્યાસીને આશ્રમનાં ચિન્હ વીગેરે રાખવાનું કશું પ્રયોજન નથી. આશ્રમનાં ચિન્હ વીગેરે રાખ્યાથી સંન્યાસીને કાંઇ ધર્મ થાય છે એમ નથી માટે તે રાખવાં કે ના રાખવાં એ તેની મરજી ઉપર છે.

॥ अव्यक्तलिंगो व्यक्तार्थो मनीष्युन्मत्तबालवत् ॥
॥ कविर्मूकवदात्मानं सद्दष्ट्या दर्शयेन्नृणाम् ॥६४॥

બાહારની નિશાનીઓ રાખવાની જરૂર નથી પણ આત્માનું અનુસંધાન રાખવાની ઘણી જરૂર છે. સંન્યાસીએ પોતે વિદ્વાન છતાં પણ લોકોની નજરમાં ઉન્મત્ત અને બાલકની પેઠે રહેવું અને વિચક્ષણ છતાં પણ પોતાનું શરીર મૂંગા જેવું દેખાડવું.

॥ अत्राप्युदाहरन्ति ममितिहासं पुरातनम् ॥
॥ प्रल्हादस्य च संवादं मुनेराजगरस्य च ॥६५॥

આ વિષયમાં પ્રલ્હાદ અને અજગરવૃતિ (એક ઠેકાણે રહી પ્રારબ્ધ ભોગવવાની વૃતિ) વાળા એક મુની (ગુરૂદતાત્રેય)નાઃસંવાદ રૂપ જુનો ઇતીહાસ કહેવામાં આવે છે.

॥ तं शयानं धरोपस्थे कावेर्यां सह्यसानुनि ॥
॥ रजस्वलै स्तनूदेशैर्निगूढामलतेजसम् ॥६६॥
॥ ददर्श लोकान्विचरं ल्लोकतत्व विवित्सया ॥
॥ वृत्तोमात्यैः कतिपयैः प्रल्हादो भगवत्प्रियः ॥६७॥

લોકોનીની રીતભાત જાણવાની ઇચ્છાથી કેટલાએક કારભારીઓ સહીત પ્રજામાં ફરવા નીકળેલા ઉત્તમ ભક્તરાજ શ્રી પ્રલ્હાદજીને સંહ્યાદ્રિની પાસે કાવેરી નદીને કાંઠે પૃથ્વી ઉપર સુઇ રહેલા અને જેના શરીરના અવયવો ધુળથી ભરાઇ રહેવાને લીધે જેનું નિર્મલ તેજ ઢંકાઇ રહ્યું હતું એવા એક યોગી પુરૂષ જોવામાંઆવ્યા.

॥ कर्मणा कृतिभिर्वाचा लिंगैर्वर्णाश्रमादिभिः ॥
॥ न निंदंति जना यंवै सोऽसाविति न वेति च ॥६८॥
॥ तं नत्वाऽभ्यर्च्य विधिवत् पादयोःशिरसा स्पृशन् ॥
॥ विवित्सुरिम प्राक्षीन्महा भागवतोऽसुरः ॥६९॥

"કર્મ, આકૃતિ, વાણી કે વર્ણાશ્રમ વિગેરેની નિશાની ઉપરથી તે આ કે નહિ ?" એમ કોઈ લોકોથી જાણી શકાય નહિ એવા એ યોગીને પ્રણામ કરીને વિધિ સહીત પૂજા કરી અને ચરણમાં માથું મુકી જાણવાની ઇચ્છાથી મહા ભક્ત પ્રલ્હાદે નીચે પ્રમાણે તેને પુછ્યું.

॥ बिभर्षि कायं पीवानं सोद्यमो भोगवान्यथा ॥
॥ वित्तं चैवोद्यमवतां भोगो वित्तवतामिह
भोगिनां खलु देहोयं पीवाभवति नान्यथा ॥७०॥

પ્રલ્હાદ પૂછેછે—આપ જાણે ઉદ્યમ કરનાર અને ભોગ ભોગવ-નાર છો એવી રીતે આ તમારો દેહ પુષ્ટ જણાય છે. કેમકે ઉદ્યમ ક-રનારાઓને ધન મળે છે ધનવાનોને તે ભોગનું સુખ મળે છે અને ભોગના સુખ વાળાઓનો દેહ પુષ્ટ થાય છે.

॥ नतेशयानस्य निरुद्यमस्य ब्रह्मनुहार्थो यत एव भोगः॥
॥ अभोगिनोऽयं तवात्रिपदेहः पीवा यतस्तद्वद नःक्षमंचेत्॥

આપ તો સુઈ રહ્યાછો. અને કશો ઉદ્યમ કરતા જણાતા નથી. તેથી આપની પાસે ધન નથી કે જેથી ભોગનું સુખ મળે, માટે ભોગ ભોગવ્યા શિવાય પણ આપનો આ દેહ જેથી પુષ્ટ થયો છે તે કારણ જો અમારી પાસે કહેવા જેવું હોય તો કૃપા કરી કહો.

॥ कविः कल्पो निपुणदृक् चित्रप्रिय कथःसमः ॥
॥ लोकस्य कुर्वतः कर्म शेषे तद्वीक्षिताऽपिवा ॥७२॥

લોકો તો ધન પ્રાપ્તિ કરવા વિગેરેમાં પોતે અસમર્થ હોય તો પણ તેને સારૂ ઉદ્યમ કરે છે—અને આપતો સમર્થ છતાં પણ ઉદ્યમ કેમ કરતા નથી ??? આપ વિદ્વાન—સમર્થ—ચતુર અને વાતોથી લોકોને રાજી કરી દ્યો. એવા છતાં પણ સુઈ રહ્યાછો. અને લોકો કર્મ કર્યા કરે છે, તેઓને જોતાં છતાં પણ કોઇના કામની નિંદા કે સ્તુતી પણ કરતા નથી !!!

॥ नारद उवाच ॥ નારદજી કહે છે—

॥ स इत्थं दैत्यपतिना परिपृष्टो महामुनिः ॥
॥ स्मयमानस्तमभ्याह त द्वागमृतयंत्रितः ॥७३॥

એ પ્રમાણે પ્રહ્લાદના પુછવાથી તેના વચન રૂપી અમૃતથી વશ થએલા એ યોગી હસીને આ પ્રમાણે બોલ્યાઃ—

॥ ब्राह्मण उवाच ॥ બ્રાહ્મણ (યોગી) કહે છેઃ—

॥ वेद दमसुरश्रेष्ठ भवान्म न्वार्यसंमतः ॥
॥ ईहोपरमयो र्नृणां पदान्यध्यात्म चक्षुषा ॥७४॥

હે દૈત્યોના રાજા !!! તમે કે જે જ્ઞાની જનોગમાં પ્રખ્યાત છો, તેગને, પ્રવૃત્તિ–અને નિવૃત્તિ કરવાગમાં મનુષ્યોને કેવાં ફલ થાય છે, તેની માહીતીજ છે.

॥ यस्य नारायणो देवो भगवान्हृद्गतः सदा ॥
॥ भक्त्या केवलयाऽज्ञानं धुनोति ध्वांतमर्कवत् ॥७५॥
॥ अथापि ब्रूमहे प्रश्नांस्तव राजन्यदाश्रुतम् ॥
॥ संभावनियो हि भवानात्मनः शुद्धिमिच्छताम् ।७६।

કેમકે પરમ શુદ્ધ ભક્તિને લીધે તમારા હૃદયમાં નિરંતર રહેતા થકા નારાયણ ભગવાન, જેમ સૂર્ય પોતે અંધકારનો નાશ કરે તેમ તમારા અજ્ઞાનનો નાશ કરે છે તો પણ જેવું અમે સાંભળ્યું છે તે પ્રમાણે તમારા પ્રશ્નોના ઉત્તર આપીશું જેઓને અંતઃકરણ શુદ્ધ કરવાની ઇચ્છા હોય તેઓએ મન દેવું જોઇએ.

॥ तृष्णया भववाहिन्या योग्यैः कामैरपूरया ॥
॥ कर्माणि कार्यमाणोऽहं नाना योनिषु योजितः॥७७॥

જન્મ મરણના પ્રવાહને ચલાવનારી અને ગળવા ભોગોથી પણ

શાન્ત થતી નથી એવી આ તૃષ્ણાએ કર્મો કરાવી કરાવી મને આજ઼ાર સુધી અનેક યોનીમાં ભટકાવ્યો હતો.

॥ यदृच्छया लोकमिमं प्रापितःकर्मभिर्भ्रमन् ॥
॥ स्वर्गापवर्गयोर्द्वारं तिरश्चां पुनरस्य च ॥७८॥

કર્મના બળથી ભટકતો એવા હું એજ તૃષ્ણાના બળી વડે યદૃચ્છાએ પાછો આ મનુષ્યદેહમાં પણ ફેંકાએલોછું, કે જે મનુષ્યદેહ પુણ્યથી સ્વર્ગનું—પાપથી નિચ યોનીનું—અને પુણ્ય—પાપના મિશ્રીત પણાથી પાછું મનુષ્યપણાનું અને નિવૃત્તિથી મોક્ષનું દ્વારજ છે.

॥ अत्रापि दंपतिनां च सुखायान्यापनुत्तये ॥
॥ कर्माणि कुर्वतां दृष्ट्वा निवृत्तोऽस्मि विपर्ययम् ॥७९॥

આ મનુષ્યાવતારમાં પણ સુખ મેળવવા અને દુઃખને ટાળવા અનેક પ્રકારના કર્મો કર્યા છતાં સ્ત્રી—પુરૂષોને તેઓના ધાર્યા કરતાં ઉલટાં ફળ થાય છે. તે જોઇને મેં સ્વતઃ નિવૃત્તિજ સ્વિકારેલી છે.

॥ सुखमस्यात्मनो रूपं सर्वे होपरतिस्तनुः ॥
॥ मनःसंस्पर्शजान्दृष्ट्वा भोगान्स्वप्स्यामि संविशन् ॥८०॥

સુખ એ આ જીવનું સ્વરૂપ છે. અને તે સઘળી અજ્ઞાન ક્રિયાઓ બંધ પડે ત્યારે પોતાની મેળેજ પ્રકાશે છે સર્વ પ્રકારના ભોગોને મન કલ્પિત અને અનિત્ય જોઇને હું નિરૂધમિજ રહું છું. અને પ્રારબ્ધ ને લીધે જે આપોઆપ મળે છે તેને ભોગવુંછું.

॥ इत्ये तदात्मनःस्वार्थं संतं विस्मृत्यवै पुमान् ॥
विचित्रामसति द्वैते घोरामाप्नोति संसृतिम् ॥८१॥

પોતાને સુખ આપનારો પરમ પુરૂષાર્થ પોતામાંજ રહેલો છે તેને ભુલી જનાર પુરૂષો દ્વૈતપદાર્થ કે જે મીથ્યા દશ્ય કલ્પના રૂપ છતાં પણ ભયંકર સંસારના પ્રવાહમાં ભટક્યા કરે છે.

॥ जलं तदुद्भवैश्छन्नं हित्वाऽज्ञो जलकाम्यया ॥
॥ मृगतृष्णामुपाधावेद्यथाऽन्यत्रार्थदृक्स्वतः ॥८२॥

જેમ કોઇ મુર્ખ માણસ શેવાળ વીગેરેથી ઢંકાએલા જળને છોડી દઇને જલ પીવાની ઇચ્છાથી ઝાંઝવાંના પાણીને વાસ્તે દોડે છે તેમ પોતાના સ્વરૂપ શિવાય બીજે ઠેકાણે સુખ દેખતો પુરૂષ મૃગતૃષ્ણા સમાન વિષયો તરફ દોડે છે.

॥ देहादिभिर्दैवतंत्रैरात्मनः सुखमीहतः ॥
॥ दुःखात्ययं चानीशस्य क्रियामोघाःकृताःकृताः ।८३।

દેહાદીક પદાર્થો કે જેઓ દૈવાધીન છે તેઓથી સુખ મેળવવાને તથા તેઓનું દુઃખ ટાળવાને ઇચ્છતા ભાગ્ય વિનાના પુરૂષો જે જે ક્રિયાઓ કરે છે તે સઘળી નિષ્ફળ થાય છે

॥ आध्यात्मिकादिभिर्दुःखैरविमुक्तस्य कर्हिचित् ॥
॥ मर्त्तस्य कृच्छ्रोपनतैरर्थैः कामैःक्रियेतकिम् ॥८४॥

[1] આધ્યાત્મિક, [2] આધિભૌતીક, અને [3] આધિદૈવિક દુઃખોથી કદિપણ મુક્ત નહિં થતા અને જેને માથે મોત ફર્યા કરે છે એવા પ્રાણીને કોઇ વખતે માંડમાંડ ધન કે મન કલ્પિત સુખ મળે તોપણ તેથી શું થયું ???

---

૧ જ્વરાદિથી મનમા થનારાં. ૨ બીજા પ્રાણી—પદાર્થથી થનારાં. ૩ ટાઢ—તડકા વીગેરેથી થનારાં.

॥ पश्यामि धनिनां क्लेशं लुब्धानामजितात्मनाम् ॥
॥ भयादलब्धनिद्राणां सर्वतोऽभिविशंकिनाम् ॥८५॥

લોભીઆ, અજીતેન્દ્રિય, અને બીકને લીધે જેઓને નિદ્રા પણ આવતી નથી. એવા અને સર્વ પ્રકારની શંકા રાખનારા નાણાવાળાઓને પણ હું ઘણો ક્લેશજ દેખું છું

॥ राजतश्चोरतः शत्रोः स्वजनात्पशुपक्षितः ॥
॥ अर्थिभ्यःकालतःस्वस्मान्नित्यं प्राणार्थवज्जयम् ॥८६॥
॥ शोक मोह भय क्रोध रागक्लैब्यश्रमादयः॥
॥ यन्मूलाः स्युर्नृणां जह्यात्स्पृहां प्राणार्थयोर्बुधः ।८७।

રાજાની, ચોરની, શત્રુની, સ્વજનની, પશુની, પક્ષીની, કાલની, તથા પોતાની પણ પ્રાણ અને ધનવાનોને નિરંતર બીક રહે છે. પ્રાણ અને ધનની તૃષ્ણા કે જેને લીધે મનુષ્યોને શોક, મોહ, ભય, ક્રોધ, પ્રીતી, દીનતા, અને પરિશ્રમ વિગેરે થાય છે. તેનેજ સમજુ પુરૂષે તજી દેવી જોઈએ. અર્થાત્ તૃષ્ણાનો ત્યાગ કરવો.

॥ मधुकारमहासर्पौ लोकेस्मिन्नो गुरूत्तमौ ॥
॥ वैराग्यं परितोषं च प्राप्ता यच्छिक्षया वयम् ॥८८॥

આ લોકમાં મધમાખી, અને અજગર એ બે અમારા મોટા ગુરૂ છે. કે જેઓની પાસેથી લીધેલી શિખામણ ઉપરથી અમને વૈરાગ્ય અને સંતોષ એ બે પ્રાપ્ત થયાં છે.

॥ विरागः सर्वकामेभ्यः शिक्षितोमे मधुव्रतात् ॥
॥ कृच्छ्राप्तं मधुवद्वित्तं हत्वाऽप्यन्यो हरेत्पतिम् ॥८९॥

મધમાખી પાસેથી હું સર્વ વિષયોમાં વૈરાગ્ય સખવાનું શિખ્યો છું મધમાખીના મધની પેઠે માણસે ઘણું કષ્ટ વેઠી મેળવેલા ધનને જેમ તેના ધણીને મારી બીજા લઇ જાયછે માટે તે વિશે મને વૈરાગ્યછે.

॥ अनीहः परितुष्टात्मा यदृच्छोपनतादहम् ॥
॥ नोचेच्छये बहु हानी महाहिरिव सत्ववान् ॥९०॥
क्वचिदल्पं क्वचिद्भूरि भुंजेऽन्नंस्वाद्व स्वादु वा ॥
॥ क्वचिद्भूरि गुणोपेतं गुणहीनमुत क्वचित् ॥९१॥
॥ श्रद्धयोपाहृतं क्वापि कदाचिन्मानवर्जितम् ॥
॥ भुंजे भुक्त्वाऽथ कस्मिंश्चिद्दिवा नक्तं यदृच्छया ।९२।
॥ क्षौमं दुकूलमजिनं चीरं वल्कलमेव वा ॥
॥ वसेऽन्यदपि संप्राप्तं दिष्टभूक् तुष्टधीरहम् ॥९३॥

ઉદ્યોગ છોડી બેઠેલો હું કે જે પદાર્થ યદૃચ્છાથી મળે છે. તેથી સંતોષ માનું છું. અને ના મળે તો ધીરજ રાખીને અજગરની પેઠે ઘણા દિવસ સુધી સુઇ રહું છું. કોઇ વખતે થોડું, કોઈ વખતે વધારે, કોઇ વખતે સ્વાદીષ્ટ, કોઇ વખતે ખરાબ, કોઇ વખતે ઘણા ગુણ વાળું, કોઇ વખતે ગુણ વગરનું, કોઇ વખતે શ્રદ્ધાથી મળેલું, અને કોઇ વખતે અપમાનથી મળેલું અન્ન પણ ખાઈ લઉં છું. અને ખાઇને યદૃચ્છાથી દીવસે અથવા રાત્રે કોઈ એક ઠેકાણે પડયો રહું છું. પ્રારબ્ધ ભોગવનાર અને સંતોષ રાખનાર એવો હું રેશમી, સુતરાઊ, ચામડું, ચીર, વલ્કલ, કે બીજી જાતનું પણ જે વસ્ત્ર મળી આવે તેને પેહેરી લઉંછું.

॥ क्वचिच्छये धरोपस्थे तृणपर्णाश्मभस्मसु ॥
॥ क्वचित्प्रासादपर्यंके कशिपौ वा परेच्छया ॥९४॥
॥ क्वचित् स्नातोऽनुलिप्तांगः सुवासाः स्रग्व्यलंकृतः ॥
॥ रथेभाश्वैश्चरे क्वापि दिग्वासा ग्रहवद्विभो ॥९५॥
॥ नाहं निंदे न च स्तौमि स्वभावविषमं जनम् ॥
॥ एतेषां श्रेय आशासे उतैकात्म्यं महात्मनि ॥९६॥
॥ विकल्पं जुहुयाच्चित्तौ तां मनस्यर्थविभ्रमे ॥
॥ मनो वैकारिके हुत्वा तन्मायायां जुहोत्यनु ॥९७॥
॥ आत्मानुभूतौ तां मायां जुहुयात्सत्यदृङ्मुनिः ॥
॥ ततो निरीहो विरमेत्स्वानुभूत्यात्मनि स्थितः ॥९८॥
॥ स्वात्मवृत्तमयेत्थं ते सुगुप्तमपि वर्णितम् ॥
॥ व्यपेतं लोकशास्त्राभ्यां भवान्हि भगवत्परः ॥९९॥

કોઈ વખતે ધરતી ઉપર ખડ, પાદડાં, પથ્થર કે રાખમાં સુઈ રહુંછું, અને કોઇ વખતે પારકી ઇચ્છાથી મેહેલની અંદર રહેલા પલંગની તલાઇમાં પણ સુઈ રહુંછું. કોઇ વખતે સ્નાન કરી ચદન લેપન કરી, સારાં વસ્ત્ર પેહેરી, માલા શણગાર ધરી, રથ હાથી કે ઘોડા ઉપર બેસીને ફરૂંછું. અને કોઇ વખતે ઊન્મત્તની પેઠે નાગો પણ ફરૂંછું. **લોકો કે જેઓના વિચાર એક બીજાથી ઉલટા હોવા નોજ સ્વભાવછે.** તેઓની હું નિંદા કદાપી પણ કરતો નથી તેમ સ્તુતિ પણ કરતો નથી. **સર્વનું કલ્યાણ થાય.** અને પરમાત્મામાં એકપણા

થાય એટલુંજ ઇચ્છુંછું. ભેદને મનની વૃત્તિમાં હોમવો. વૃત્તિને પદાર્થોરૂપી ભાગવાળા મનમાં હોમી દેવી મનને અહંકારમાં હોમી દેવું. અને અહંકારને મહતત્વદ્વારા માયામાં હોમી દેવો સત્યસ્વરૂપ પરમાત્માને જોનાર મુનીજનોએ તે માયાને સ્વરૂપના અનુભવમાં હોમી દેવી જોઇએ, પછી ઉદ્યમ રહિત થઇને પોતાના અનુભવથી સ્વરૂપમાં રહી વિરામ પામવો. મારી રીતભાત જો કે અત્યંત ગુપ્ત અને લોકો તથા શાસ્ત્ર મર્યાદાથી પણ ઉલટી જણાય એવી છે તો પણ તમે ભગવાનના ભક્તજન છો. એટલા માટે તમને કહી સંભળાવી છે. કેમકે અજ્ઞાન અનાધિકારી નિંદક થાય. તેથી આ વાત ગુપ્ત રાખવી, હીરાની પરિક્ષા ઝવેરીજ જાણી શકે છે, ચોર ભીલ શું જાણે ??

નારદજી કહેછે—એ પ્રમાણે અવધુત પાસેથી પરમહંસ જીવન્મુક્ત સંત તત્વવેત્તાના ધર્મ સાંભળી રાજી થએલા પ્રલ્હાદ તેમની પુજા કરી રજા લેઇને પોતાને ઘેર ગયા.

॥ युधिष्ठिर उवाच ॥ યુધિષ્ઠિર રાજા નારદજીને પુછે છે.

॥ गृहस्थ एतां पदवीं विधिना येन चांजसा ॥
॥ याति देवऋषे ब्रूहि मादृशो गृह मूढधीः ॥ २०० ॥

હે નારદ મુનિ ! ! ઘરમાંજ મુઢ બની ગએલા હું જેવા ગૃહસ્થાશ્રમીને જે પ્રકારે સંન્યાસીની પદવી એટલે મોક્ષ મળે તે પ્રકાર કહો કે અમો ગૃહસ્થાશ્રમમાં રહેતાં છતાં પોતાના પરમાત્માને જાણી મુક્ત સ્વરૂપે વિચરીએ.

॥ नारद उवाच ॥

॥ गृहेष्ववस्थितो राजन् क्रियाःकुर्वन्यथोचिताः ॥
॥ वासुदेवार्पणं साक्षादुपासित महा मुनिन् ॥२०१॥

ગૃહસ્થાશ્રમીએ ઘરમાં રહીને સર્વે કાંઇ શ્રી વાસુદેવાર્પણ (સર્વના હૃદયમાં વસી રહયો છે એવો દેવ તે **વાસુદેવ** કરી યથા યોગ્ય પ્રક્રિયા સાચવતાં માહાન્ તત્વવેત્તા મુનિજનો (સંતપુરૂષો) ની સેવા કરવી.

**॥ शृण्वन् भगवतोऽभीक्ष्ण मवतार कथाऽमृतम् ॥**

**॥ श्रद्दधानो यथाकाल मुपशान्त जनावृतः ॥२॥**

નિરંતર શ્રી ભગવાનની કથા રૂપી અમૃતનું શ્રવણ પાન કરવું અને વેદ શાસ્ત્રાદિ તથા તત્વજ્ઞ પુરૂષોના વચન ઉપર શ્રદ્ધા રાખી નિમેલા સમયમાં શાન્ત એવા અને દેહદ્રષ્ટિ અજ્ઞાન ભાવથી રહીત એવા સંત પુરૂષોનો સમાગમ કરવો.

**॥ सत्संगाच्छनकैःसंगमात्मजायात्मजादिषु ॥**

**॥ विमुच्येन्मुच्यमानेषु स्वयं स्वप्नवदुत्थितः ॥३॥**

દેહ, સ્ત્રી. અને પુત્ર વીગેરે કે જેઓ કોઇ એક દીવસે પણ છુટાં પડવાનાં છે. તેઓની સંત સમાગમના બળ વડે આસક્તી છોડી દેવી જોઇએ જેમ સ્વપ્ન દશામાંથી જાગેલો પુરૂષ સ્વપ્નાવસ્થામાં પ્રાપ્ત એવાં સ્ત્રી પુત્રાદિકને મિથ્યા ગાની તેની આસક્તિ છોડે છે તેમ આ સંસારને સ્વપ્ન તુલ્યમાની આશક્તિ છોડવી.

**॥ यावदर्थमुपासीनो देह गेहे च पंडितः ॥**

**॥ विरक्तो रक्तवत्तत्र नृलोक नरतान्यसेत् ॥४॥**

સમજુ પુરૂષે દેહમાં અને ઘરમાં જેટલું પ્રયોજન હોય, તેટલોજ સંબંધ રાખવો. અને અંદરમાં વૈરાગ્ય રાખી ઉપરથી આસક્ત પુરૂષની પેઠે પુરૂષાર્થ ચાલુ રાખવો.

॥ ज्ञातयः पितरौ पुत्राभ्रातरः सुहृदोऽपरे ॥
॥ यद्वदन्ति यदिच्छन्ति चानुमोदेत निर्ममः ॥५॥

ગ્નાતી—માતા—પીતા—પુત્ર-ભાઇઓ. અને બીજા સંબંધીઓ જે કહે અને ઇચ્છે, તેમાં આગ્રહથી મમત્વ નહિ રાખતાં યથાયોગ્ય સંમતિ આપવી.

॥ दिव्यं भौमं चांतरिक्षं वित्तमच्युतानिर्मितम् ॥
॥ तत्सर्वमुपभुंजान एतत्कुर्यात्स्वतो बुधः ॥६॥

ધાન્યાદિક, પૃથ્વીમાંથી મળેલું, અને અકસ્માત મળતું જે કાંઇ ધન ઇશ્વર આપે તે સઘળા ધનનો ઉપભોગ કરતાં સર્વ સબંધીઓના સંરક્ષણ સાથે યથાયોગ્ય વર્તન રાખવું, એ પંડિતોના ધર્મ છે.

॥ यावद्भ्रीयेत जठरं तावत्स्वत्वं हि देहिनाम् ॥
॥ अधिकं योभिमन्येत स स्तेनो दंडमर्हति ॥७॥

જેટલા અન્નથી પેટ ભરાય, તેટલુંજ અન્ન દરેક પ્રાણીનું પોતાનું છે, એમ સમજવું, માટે તે કરતાં અધિકનું જે અભિમાન રાખે તે ધણી ચોર સમાન હોવાથી શિક્ષાને યોગ્ય છે.

॥ मृगोष्ट्राखरमर्काखुसरीसृप्खगमाक्षिकाः ॥
॥ आत्मनः पुत्रवत्पश्येत्तैरेषामंतरं कियत् ॥८॥

મૃગ, ઊંટ, ગધેડાં, વાંદરાં, ઉંદરો, સાપોલીયાં, પક્ષી, માખીઓને પોતાના પુત્ર સમાન ગણવાં. કેમકે એઓની અને પુત્રોની વચ્ચે વિશેષ અંતર નથી.

॥ त्रिवर्गं नातिकृच्छ्रेण भजेत गृहमेध्यपि ॥
॥ यथादेशं यथाकालं यावद्दैवोपपादितम् ॥९॥

ઘરમાં રહીને પણ બહુજ કષ્ટ વેઠીને ધર્મ, અર્થ કે કામનું સંપાદન કરવું નહિ, પણ દેશકાળને અનુસરીને જેટલું દૈવ (પ્રારબ્ધ) આપે તેટલાથીજ નભાવવું.

॥ आश्वाघांते वसायेभ्यःकामान्संवि भजेद्यथा ॥
॥ अप्ये कामात्मनो दारां नृणां स्वत्वग्रहो यतः ॥१०॥

કુતરાં, પતિત અને ચાંડાળાદીક સુધીના પ્રાણીઓને પણ પોતાના અન્નમાંથી યથાયોગ્ય રીતે વહેંચીને આપવું, સ્ત્રી કે જે વિશેષે કરીને પોતાની સેવાનેજ માટે છે અને જેમાં મનુષ્યોને "આતો મારીજ સ્ત્રી" એવો મીથ્યા આગ્રહ છે. તે સ્ત્રીને પણ ધર્મ શાસ્ત્રમાં કહ્યા પ્રમાણે અતિથિઓની સેવામાં કામે લગાડવી.

॥ जह्या यदर्थेत्व प्राणान्हन्याद्वा पितरं गुरुम् ॥
॥ तस्यां स्वत्वं स्त्रिया जह्याद्यस्तेन ह्यजितो जितः ॥११॥

જેને સારૂ પુરૂષો પોતાના વાહાલા પ્રાણનો ત્યાગ કરે છે અને બાપનો કે પૂર્ણ હિતચિંતક સદ્ગુરૂનો પણ પ્રાણ લેછે. એવી તે સ્ત્રીમાંથી જેણે મમતા છોડી દીધી તેણે ભગવાન કે જે કોઇને પણ વશ થતા નથી. એવા અજીત પ્રભુને તેણે વશ કીધા એમ સમજવું.

॥ कृमिविड् भस्मनिष्ठांतं केदंतुच्छं कलेवरम् ॥
॥ क तदीयरतिर्भार्या कायमात्मा नभश्छदिः ॥१२॥

જેમાંથી અન્તે કીડા, વિષ્ઠા, કે ભસ્મજ થવાની છે એવો આ

તુચ્છ દેહ ક્યાં ! ! ! તથા દેહના સુખને માટે જેમાં પ્રીતી થાય છે. એવી સ્ત્રી પણ ક્યાં !!! અને સર્વ વ્યાપક **અસંગ આત્મા** પણ ક્યાં ! ! !

**। सिद्धैर्यज्ञावशिष्टार्थैः कल्पयेद्वृत्तिमात्मनः ॥**
**॥ शेषे स्वत्वं त्यजन्प्राज्ञः पदवीं महतामियात् ॥१३॥**

જે અન્નાદિક પ્રારબ્ધ યોગથી મળે તેમાંથી પંચયજ્ઞ કરીને બાકી-નાથી પોતાની વૃત્તિ ચલાવવી. અને વૃત્તિ ચલાવતાં જે વધે તેમાંથી મમત્વ ત્યાગ કરવું. આ પ્રમાણે કરનારો સમજુ પુરૂષ. પરમહંસ **જીવન્મુક્ત** લોકોની પરમ ગતિને પામે છે.

**॥ देवानृषीन्नृभूतानि पितॄनात्मान मन्वहम् ॥**
**॥ स्ववृत्या गतवित्तेन यजेत पुरुषं पृथक् ॥१४॥**

પોતાની યોગ્ય આજીવીકાથી જે ધન મળે તેથી રોજ દેવ, ઋષિ, પિતૃ, મનુષ્ય અને પ્રાણીઓનું પુજન કરવું. અને પોતાના શરીરને પણ સાચવવું. એમ કરવાથી અંતર્યામિ પરમાત્માનુંજ તે પુજન થાય છે.

**॥ यर्ह्यात्मनोऽधिकाराद्याः सर्वाःस्युर्यज्ञसंपदः ॥**
**॥ वैतानिकेन विधिना अग्निहोत्रादिना यजेत् ॥१५॥**
**॥ नह्यग्निमुखतोऽयंवै भगवान सर्वयज्ञभुक् ॥**
**॥ इज्यते हविषा राजन् यथा विप्रमुखे हुतैः ॥१६॥**

જ્યારે પોતાને અધિકાર વિગેરે સઘળી યજ્ઞ કરવાની સગવડો હોય ત્યારે વેદમાં કહેલા અગ્નિહોત્રાદિકનું વિધિથી પુજન કરવું: સઘળા યજ્ઞોને ભોગવનારા આ ભગવાન, બ્રાહ્મણોના મુખમાં હોમવાથી જેવા

પ્રસન્ન થાય છે તેવા અગ્નિના મુખમાં ઘી વીગેરે હોમવાથી પ્રસન્ન થતા નથી. ( અહિયાં અધિકાર શબ્દો વડે બ્રાહ્મણ ક્ષત્રી અને વૈશ્યને દ્વિજાતી સંસ્કારથી વેદ કર્મનો અધિકાર મળેલો છે. માટે તેજ અધિકારીએ યજ્ઞ કરવો જોઇએ ) તેમજ ब्राह्मणो मामकीतनु ॥ બ્રાહ્મણો એ પરમાત્માનુ સ્વરૂપ છે, માટે બ્રાહ્મણના મુખમાં હોમવું એ સર્વોત્તમ પ્રસન્નતા છે.

॥ तस्माद्ब्राह्मण देवेषु मर्त्यादिषु यथार्हतः ॥
॥ तैस्तैः कामैर्यजस्वैनं क्षेत्रज्ञं ब्राह्मणाननु ॥१७॥

એટલા માટે બ્રાહ્મણ, દેવ, મનુષ્ય, અને બીજા પ્રાણીને યથા યોગ્ય દાન-માન આપી તેઓમાં અંતર્યામિનું પુજન કરવું, અને એ અંતર્યામિ પરમાત્માનું શ્રેષ્ટ મુખ જ બ્રાહ્મણોછે. એમ નિશ્ચય સમજો.

॥ कुर्यादापरपक्षीयं मासि प्रौष्ठपदे द्विजः ॥
॥ श्राद्धंपित्रोर्यथावित्तं तद्बंधुनां च वित्तवान् ॥१८॥

દ્વિજ ( બ્રાહ્મણ, ક્ષત્રીય, વૈશ્ય, ) વર્ણોએ બાદરવા મહિનાની કૃષ્ણ પક્ષમાં માતાપીતાનુ મહાલય શ્રાદ્ધ કરવું, અને ધનની સંપત્તિ હોય તો માતાપીતાના બંધુઓનું પણ કરવું. દક્ષિણાયન ઊત્તરાયન, વિષુવૃત, વ્યતિપાત, ક્ષયદિવસ, ચન્દ્ર સૂર્યનાં ગ્રહણ, શ્રવણ, દ્વાદશી, વૈશાખ શુદી ત્રીજ, કાર્તિક માસની નવમી, હેમંત તથા શિશિર ઋતુમાં ચાર [1]અષ્ટકા નામની તીથી. માઘ શુદી સાતમ, માઘ મહી-

१. માર્ગશિર્ષ આદી ચાર માસમાં કૃષ્ણ પક્ષની સાતમ આઠમ અને નવમી એ ત્રણ ત્રણ તિથીને અષ્ટકા કહે છે.

નાની મઘાનક્ષત્રવાળી પુનમ અને એવીજ રીતે પ્રત્યેક પુનમને દીવસે તથા પ્રત્યેક માસને નામ આપનારાં નક્ષત્રો હોય ત્યારે પણ શ્રાદ્ધ કરવું, બારસમાં અનુરાધા, શ્રવણ અથવા ત્રણ ઊત્તરામાં એકનો યોગ હોય અથવા અગિઆરશમાં ત્રણ ઊત્તરામાંથી એકનો યોગ હોય અથવા જે તીથીમાં જન્મ નક્ષત્ર કે શ્રવણ નક્ષત્રનો યોગ હોયનો તે દિવસે પણ શ્રાદ્ધ કરવું. આ ઉપર બતાવેલા દિવસો માત્ર એકલુંજ શ્રાદ્ધ કરવાના નથી. પણ મનુષ્યોને સઘળા પ્રકારના ધર્મની વૃદ્ધિ આપનારા છે. એટલાજ માટે એ સમયોમાં સર્વ પ્રકારનું પુણ્ય કરવું જોઇએ. અને એજ આયુષ્યનું સાફલ્ય છે. આ ઉપર બતાવેલા દિવસોમાં તો અવસ્ય કરીને સ્નાન, જપ, હોમ, વ્રત, દેવ પુજન, કે બ્રાહ્મણોનું પુજન કર્યું હોય અથવા પિતૃ ભૂત કે મનુષ્યોને જે આપ્યું હોય તે અક્ષય થાય છે.

॥ संस्कार कालो जायाया अपत्यस्यात्मनस्तथा ॥
॥ प्रेमसंस्था मृताहश्च कर्मण्यभ्युदये नृप ॥१९॥

સ્રીના-સંતાનના અથવા પોતાના સંસ્કારનો સમય પ્રેતના દાહાદીકનો સમય-સાંવત્સરિક શ્રાદ્ધ અને બીજું પણ માંગલીક કર્મ કરવાનો સમય હોય ત્યારે પુણ્ય કરવું જોઇએ.

॥ अथ देशान्प्रवक्ष्यामि धर्मादिश्रेय आवहान् ॥
॥ स वै पुण्यतमो देशःसत्पात्रंयत्र लभ्यते ॥२०॥

હવે ધર્મ વીગેરે કલ્યાણ આપનારા દેશોનાં તથા સ્થાનનાં નામ કહું છું. જ્યાં સત્પાત્ર જનોની પ્રાપ્તી થાય તે દેશ પુન્યવાન ગણાય છે.

જ્યાં ચરાચર વ્યાપક પરમાત્મા ભગવાનની મૂર્તિરૂપ બ્રાહ્મ-

વના સારી થતી હોય, જ્યાં તપ, વિદ્યા અને દયાવાળા બ્રાહ્મણો વસતા હોય, જ્યાં ભગવાનની પ્રતિમા હોય અને જ્યાં પુરાણોમાં પ્રખ્યાત ગંગા વીગેરે નદીઓ હોય તે દેશ ધર્મ કરવાનું સ્થાન છે. પુષ્કરાદીક તલાવો, મહાત્મા જનોને રહેવાનાં ક્ષેત્રો, કુરૂક્ષેત્ર, ગયા, પ્રયાગ, પુલહાશ્રમ, નૈમિષારણ્ય ફલ્ગુન, રામનો શેતુ, પ્રભાસ, દ્વારકા, કાશી મથુરા, પંપા, બિંદુસર, નારાયણનો બદરીકાશ્રમ, સીતારામ આશ્રમ, મહેન્દ્ર તથા મલયાચલ મોટા પર્વતો અને ભગવાનની સ્થીર મૂર્તિવાળા દેશો એ સઘળાં પવિત્ર સ્થાનકો છે. કલ્યાણની ઇચ્છાવાળા મનુષ્યે વારંવાર એ દેશોને સેવવા જોઇએ. એ દેશોમાં જે ધર્મ કરવામાં આવે તે માણસોને હજારઘણા કરતાં વધારે ફળ દાતા છે.

હે યુધિષ્ઠિર રાજા ! ! ! સારી રીતે પાત્રને જાણવા વાળા વિદ્વાનોએ એક અને અદ્વૈત પરમાત્માનેજ પરમ "પાત્ર" રૂપે વર્ણવેલા છે–કેમકે સ્થાવર જંગમ **ભગવાનમયજ** છે. તમારા યજ્ઞમાં અગ્રપુજાના સમયમાં દેવ, ઋષિ, મહાત્માઓ, અને બ્રહ્માના પુત્રો વીગેરે સઘળા હતા, તેઓમાં પણ ભગવાનજ સર્વોત્તમ પાત્ર છે એવો નિર્ણય થઇ ચુકયો છે.

**॥ जीव राशिभिराकीर्ण आंडकोशांघ्रिपो महान् ॥**
**॥ तन्मूलत्वादच्युतेज्या सर्वजीवात्म तर्पणम् ॥ २१ ॥**

આ બ્રહ્માંડ રૂપી મોટું ઝાડ કે જે અનેક જીવના સમૂહોથી વ્યાપ્ત છે. તેનું મુળ પરમાત્મા અચ્યુત અદ્વૈત પરબ્રહ્મ છે. એટલા માટે ભગવાનની પૂજાથી સર્વ જીવોની અને પોતાની પણ તૃપ્તિ થાય છે.

**॥ पुराण्यनेन सृष्टानि नृतिर्यगृषिदेवता: ॥**
**॥ शेते जीवेन रूपेण पुरेषु पुरुषो ह्यसौ ॥ २२ ॥**

મનુષ્ય, પશુ, પક્ષી, ઋષિ, અને દેવતા વીગેરે પુરો (શરીરો) આ ભગવાનેજ સર્જ્યાં છે. અને એ સર્વમાં જીવરૂપથીજ પોતે ભગવાનજ છે. અર્થાત્ અજ્ઞાન બુદ્ધિવાળા જીવો પોતાને ન જાણવાથી જીવ માને છે. વાસ્તવીકનો સર્વ વ્યાપક પરમાત્માજ છે માટે એનું નામ પુરૂષ કહેવાય છે. જેને જ્ઞાન બુદ્ધિવાન આત્મા **પરમાત્મા** કહે છે. તેનેજ અજ્ઞાન પુરૂષો **જીવ** કહે છે.

**॥ तेष्वेषु भगवान् राजंस्तारतम्येन वर्तते ॥**

**॥ तस्मात्पात्रं हि पुरुषो यावानात्मा यथेयते ॥**

પશુ પક્ષીઓનાં શરીરો કરતાં મનુષ્યનાં શરીરોમાં ભગવાન અધિકપણાથી રહે છે. માટે માણસો પુજન કરવાનાં પાત્રો રૂપ છે. તેઓમાં પણ તપ વિગેરેને લીધે જ્ઞાનનો ભાગ જેમાં જેમાં વધુ દેખાય તે તે માણસ ઉત્તમ પાત્ર છે એમ સમજવું.

**॥ दृष्ट्वा तेषां मिथो नृणामवज्ञानात्मतां नृप ॥**

**॥ त्रेतादिषु हरेरर्चा क्रियायै कविभिः कृता ॥२४॥**

પ્રથમ તો મનુષ્યોનાં શરિરોમાંજ ભગવાનની પુજા કરવાની ચાલ હતી. પણ તેઓમાં પરસ્પર વાંધા ઊડવાને લીધે અપમાન થવા લાગ્યાં તે જોઇ ત્રેતાયુગથી વિદ્વાનોએ શ્રી પરમાત્માના પંચાયતનની પ્રતિમાઓનું પુજન કરવાનો ઠરાવ કીધો છે.

**॥ ततोऽर्चायां हरिं केचित्संश्रद्धाय सपर्यया ॥**

**॥ उपासत उपास्तापि नार्थदा पुरुषद्विषाम् ॥२५॥**

એટલામાટે કેટલાએક પુરૂષો મૂર્તિમાંજ ભગવાન છે. એમ

માની તેની ઉપાસના કરે છે. મૂર્તિનું પુજન કરતાં છતાં પણ જે માણુસો બીજાં માણુસોનો દ્વેશ કરે તેઓને તે મૂર્ત્તિ ફળ આપતી નથી. કોઇ પણ માણુસનો દ્વેશ નહિં કરતાં મૂર્તિની ઉપાસના કરી હોય તો તે મૂર્તિ મંદાધિકારી જનોને પુરૂષાર્થ આપે છે.

॥ पुरुषेष्वपि राजेन्द्र सुपात्रं ब्राह्मणं विदुः ॥
॥ तपसा विद्यया तुष्टया धत्ते वेदं हरेस्तनुम् ॥२६॥

હે મોટા રાજા ! ! ! માણુસોમાં પણ જે બ્રાહ્મણ, તપ–વિદ્યા –અને સંતોષ પૂર્વક ભગવાનના શરીર રૂપ વેદનો અભ્યાસી અર્થાત્ વેદના તત્વજ્ઞાનને જાણુવાવાળો હોય તે ઊત્તમ પાત્ર છે એમ ગાહાત્મા જનો કહે છે.

॥ नन्वस्य ब्राह्मणा राजन् कृष्णस्य जगदात्मनः ॥
॥ पुनंतः पादरजसा त्रिलोकीं दैवतं महत् ॥२७॥

ચરણુરજથી ત્રૈલોક્યને પવિત્ર કરનારા બ્રાહ્મણો જ આ જગતના આત્મા શ્રી કૃષ્ણુના મોટા દૈવત રૂપજ છે. અર્થાત્ બ્રાહ્મણો જ વિષ્ણુ સ્વરૂપ છે એમ વેદ બોલે છે.

॥ नारद उवाच ॥ નારદ કહે છે,

॥ कर्मनिष्टा द्विजाः केचित्तपोनिष्ठा नृपापरे ॥
॥ स्वाध्यायेऽन्ये प्रवचने ये केचिज्ज्ञान योगयोः ॥२८॥

કેટલાએક બ્રાહ્મણો કર્મમાં નિષ્ઠા રાખનારા, કેટલાએક તપમાં નિષ્ઠા રાખનારા, કેટલાએક વેદાધ્યયનમાં નિષ્ઠા રાખનારા, કે-

ટલાએક વ્યાખ્યાનમાં નિષ્ટા રાખનારા અને કેટલાએક જ્ઞાનમાં નિષ્ઠા રાખનારા અને કેટલાએક યોગમાં નિષ્ઠા રાખનારા હોય છે.

॥ ज्ञाननिष्ठाय देयानि कव्यान्यानंत्यमिच्छता ॥

॥ दैवे च तदभावे स्यादितरेभ्या यथार्हतः ॥२९॥

પીતૃ અને દેવ સંબંધી કાર્યોમાં અનંત ફલની ઈચ્છા ધરાવનારાએ જ્ઞાનનિષ્ઠાવાળા બ્રાહ્મણોનેજ જમાડવા જોઈએ. અને જ્ઞાનનિષ્ઠ બ્રાહ્મણો ના મળે તો પછી બીજા સત્કર્મમાં નિષ્ઠા વાળા યોગ્ય બ્રાહ્મણોને જમાડવા.

॥ द्वौ दैवे पितृकार्ये त्रीनेकैकमुभयत्रवा ॥

॥ भोजयेत्सुसमृद्धोऽपि श्राद्धे कुर्यान्न विस्तरम् ॥३०॥

ધણી સમૃદ્ધિ હોય તો પણ શ્રાદ્ધમાં વિશ્વદેવાના બે અને પિતૃના ત્રણ બ્રાહ્મણ જમાડવા. અથવા બંન્નેનો એક એક બ્રાહ્મણ પણ જમાડવો. પણ એથી વધારે વિસ્તાર કરવો નહિં.

॥ देशकालोचिता श्रद्धा द्रव्यपात्रार्हणानि च ॥

॥ सम्यग्भवंति नैतानि विस्तरात्स्वजनार्पणात् ॥३१॥

વિસ્તારથી સ્વજનોને જમાડવામાં દેશ-કાલમાં જોઈતી શ્રદ્ધા પદાર્થો, પાત્ર અને પૂજન વિધિ સહિત થઈ શકે નહિં.

॥ देशे काले च संप्राप्ते मुन्यन्नं हरिदैवतम् ॥

॥ श्रद्धया विधिवत् पात्रे न्यस्तं कामधुगक्षयम् ॥३२॥

યોગ્ય દેશ-કાલમાં ચોખા વીગેરે મુનિઓનુ અન્ન ભગવાનને નિવેદન કરી શ્રદ્ધાથી વિધિ સહીત પાત્રને જમાડયું હોય તો તે

અક્ષય અને સર્વ કામનાને પરિપૂર્ણ કરનાર થાય છે. દેવ ઋષિ, પીતૃ, પ્રાણીઓ, પોતાનું શરીર, અને સ્વજનોને અન્ન વેંહેચી આપતાં એ સઘળાંઓને ઇશ્વર જાણવા.

॥ न दद्यादामिषं श्राद्धे न चाद्याद्धर्म तत्त्ववित् ॥
॥ मुन्यन्नैः स्यात्परा प्रीति यथा न पशुहिंसया ॥३३॥

ધર્મનું તત્વ જાણનારાઓએ શ્રાદ્ધમાં માંસ વાપરવું નહિં. તેમ ખાવું પણ નહિં. મુનિનાં અન્નોથી પીતૃઓને જેવી પ્રીતી થાય છે. તેવી પશુની હિંસા કરવાથી થતી નથી–

॥ नेतादृशः परो धर्मो नृणां सद्धर्ममिच्छताम् ॥
॥ न्यासो दंडस्य भूतेषु मनोवाक्कायजस्यय ॥३४॥

મનથી, વચનથી અને કાયાથી, કોઇ પણ પ્રાણી માત્રને દુઃખ દેવું નહિં. એ સમાન, શ્રેષ્ટ ધર્મ પાલન કરવા વાળા મુમુક્ષુઓનો બીજો કોઈ ઉત્તમ ધર્મ નથી. " अहिंसापरमो धर्म "

॥ एके कर्ममयान्यज्ञान् ज्ञानिनो यज्ञवित्तमाः ॥
॥ आत्मसंयमनेऽनीहा जुव्हति ज्ञानदीपिते ॥३५॥

યજ્ઞ જાણનારાઓમાં ઉત્તમ અને નિષ્કામ રહેનારા કેટલા એક જ્ઞાની પુરૂષો જ્ઞાનથી પ્રદિપ્ત થએલા મનના નિગ્રહમાં કર્મરૂપ યજ્ઞોને હોમી દે છે. ( મનના નિગ્રહમાં કર્મરૂપ યજ્ઞો વિઘ્ન રૂપ છે. એમ જાણી તેઓનો ત્યાગ કરે છે. )

॥ द्रव्ययज्ञै र्यक्ष्यमाणं दृष्ट्वा भूतानि बिभ्यति ॥
॥ एष माकरुणो हन्यादतज्ज्ञो ह्यसुतृप् ध्रुवम् ॥३६॥

જેમાં પદાર્થોનો ઉપયોગ થાય છે. એવા યજ્ઞો કરવાને તૈયાર થયેલા માણસને જોઇને પ્રાણીઓ બીએ છે કે—આત્મ તત્વને નહિં જાણનાર-આ પેટ ભરો અને દયા વગરનો આ માણસ નક્કી અમને મારી નાંખશે.

॥ तस्माद्दैवो पपन्नेन मुन्यन्नेनापि धर्मवित् ॥
॥ संतुष्टोऽहरहः कुर्यान्नित्यनैमित्तिकीः क्रियाः ॥३७॥

એટલા માટે ધર્મ જાણનારા માણસે પ્રારબ્ધથી મળેલા (બડ ધાન્ય) ચોખા વીગેરે શુદ્ધ અન્નમાં પણ સંતોષ રાખીને રોજ રોજ નિત્યકર્મ અને નૈમિત્તિક કર્મ કરવું.

॥ विधर्मः परधर्मश्च आभास उपमा छलः ॥
॥ अधर्मशाखाः पंचेमा धर्मज्ञोऽधर्मवत्त्यजेत् ॥३८॥

વિધર્મ, પરધર્મ, આભાસ, ઉપમા અને છલ એ પાંચ અધર્મની શાખાઓ છે. માટે ધર્મના (સનાતન ધર્મના) જાણવા વાળાએ એ અધર્મની શાખાઓનો સત્વર નાશ કરવો.

॥ धर्मबाधो विधर्मः स्यात्परधर्मोऽन्यचोदितः ॥
॥ उपधर्मस्तु पाखंडो दंभो वा शब्दभिच्छलः ॥३९॥
॥ यस्त्विच्छया कृतः पुंभिराभासो ह्याश्रमात्पृथक् ॥
॥ स्वभाव विहितो धर्मः कस्यनेष्ठः प्रशान्तये ॥४०॥

જે વસ્તુને ધર્મ રૂપ સમજીને કરતાં સ્વધર્મ (સનાતન ધર્મ) ને બાધ આવે તો તે વિધર્મ કહેવાય છે. જે ધર્મ પરાયો હોય તે પરધર્મ કહેવાય છે. (સનાતન ધર્મ મર્યાદાથી રહીત) પુરૂષોએ આશ્ર-

મની પદ્ધતિથી જુદો પોતાની ઇચ્છાથી લોક રૂઢીરૂપ ઠરાવેલો જે **ધર્મ** ( માર્ગ ) હોય. તે **આભાસ** કહેવાય છે. ( પંથમતાદિક વીગેરે ) જે પાખંડ ધર્મ હોય તે **ઉપમા** કહેવાય છે અને જે **ધર્મ**, ઢોંગથી ભરેલો અથવા. ધર્મશાસ્ત્રનાં વચનોનો ઉંધો અર્થ ઠરાવીને માનેલો હોય. તે **છલ** કહેવાય છે. ( મૂર્તિપુજાનું ખંડન માનનારા—એક સ્ત્રીને દશ ધણી કરવાની આજ્ઞા આપનારા—પુનર્લગ્ન એટલે વિધવા લગ્ન કરવાની આજ્ઞા કરનારા—એ બધા છલમાં આવી જાય છે ) સ્વભાવ ઉપરથી ધર્મશાસ્ત્રોએ આજ્ઞા કરેલો સત્ય **સનાતનધર્મ** સર્વ મનુષ્યોને શાન્તિ આપે છે.

**॥ धर्मार्थमपिनेहेत यात्रार्थंवाऽधनोधनम् ॥**
**॥ अनीहानीहमानस्य महाहेरिव वृत्तिदा ॥४१॥**

નિર્ધન માણસે **સનાતનધર્મ**ને માટે કે નિર્વાહને સારૂ પણ ધનની ઇચ્છા નહિં કરવી. નિવૃત્તિવાળા માણસને અજગરની પેઠે નિવૃત્તિજ નિર્વાહ આપ્યા કરે છે.

**॥ संतुष्टस्य निरीहस्य स्वात्मारामस्य यत्सुखम् ॥**
**॥ कुतस्तत्कामलोभेन धावतोऽर्थेहया दिशः ॥४२॥**

સંતોષી, નિરાભીમાની, આત્મજ્ઞાનની પ્રાપ્તિવાળા અને ઉદ્યમ તજી બેઠેલા માણસને જે અપાર સુખની પ્રાપ્તિ થાય છે. તે સુખ વિષયોની લાલચથી ધન મેળવવા સારૂ ચોતરફ દોડનાર માણસને ક્યાંથીજ મળે ???

**॥ सदा संतुष्ट मनसः सर्वाःसुखमया दिशः ॥**
**॥ शर्कराकटकांदिभ्यो यथोपानत्पदःशिवम् ॥४३॥**

જેણે પગમાં પગરખાં પેહેર્યાં હોય તે માણસને જેમ કાંટા અને કાંકરીઓવાળી જગામાં પણ સઘળે સુખ રહે છે, તેમ નિરંતર સંતોષ રાખનાર માણસને જ્યાં જાય ત્યાં સુખ રહે છે.

॥ संतुष्टः केन वा राजन्न वर्त्तेतापि वारिणा ॥
॥ औपस्थ्यजैह्व्य कार्पण्या दृहपालायते जनः ॥४४॥

સંતોષી માણસ માત્ર પાણીથી પણ શામાટે ન વર્તી શકે ??? અર્થાત્ પાણી માત્રથી પણ સંતોષ માનવો સર્વનો પરમ ધર્મ છે. ઉપસ્થ અને જીભ્હાના રસસ્વાદથી લાલચુ બનેલા માણસો કુતરાની પેઠે કંગાલ બની અસંતોષી થાય છે.

॥ असंतुष्टस्य विप्रस्य तेजो विद्या तपो यशः ॥
॥ स्रवंतींद्रियलौल्येन ज्ञानं चैवावकीर्यते ॥४५॥

જે બ્રાહ્મણ અસંતોષી હોય તેનું તેજ, વિદ્યા, તપ અને યશ ઇન્દ્રિઓની લાલસાથી ઝરી જાય છે. અને તત્વજ્ઞાન પણ વિખરાઈ જાય છે.

॥ काम स्यांतं च क्षुत्तृड्भ्यां क्रोधस्यैतत्फलोदयात् ॥
॥ जनो याति न लोभस्य जित्वा भुक्त्वादिशोभुवः ॥४६॥

કામનો અંત ભુખ-તરસ વેહેવાથી આવે છે. અને ક્રોધનો અંત કોઇને પીડા કરી લેવાથી આવે છે. પરંતુ લોભનો અંત, દિગ્વિજય કરવાથી અથવા રાજ્ય ભોગવવાથી પણ આવતો નથી.

॥ पंडिता बहवो राजन् बहुज्ञाःसंशयच्छिदः ॥
॥ सदसस्पतयोऽप्येके असंतोषात्पतंत्यधः ॥४७॥

હે રાજન ! ! ! ઘણું સારૂં જાણનારા અને બીજાઓના સંશયને દુર કરવાવાળા ઘણાં પંડિત જનો—અને સભામાં અધ્યક્ષ થઇ બેસનારા પણ કેટલાએક લોકો અસંતોષથીજ નર્કમાં પડે છે.

॥ असंकल्पाज्जयेत्कामं क्रोध कामविवर्जनात् ॥
॥ अर्थानर्थेक्षया लोभं भयं तत्वावमर्शनात् ॥४८॥

કોઇપણ સંકલ્પ નહિ કરવાથી કામનાને જીતવી, કામનાનો ત્યાગ કરીને ક્રોધને જીતવો, ધનને અનર્થરૂપ સમજીને લોભને જીતવો, બ્રહ્મ સ્વરૂપના વિચારથીજ ભયને જીતવો.

॥ आन्वीक्षिक्या शोकमोहौ दंभं महदुपासया ॥
॥ योगांतरायान् मौनेन हिंसां कायाद्यनीहया ॥४९॥
॥ कृपया भूतजं दुःखं दैवं जह्यात्समाधिना ॥
॥ आत्मजं योगवीर्येण निद्रां सत्वनिषेवया ॥५०॥
॥ रजस्तमश्च सत्वेन सत्वं चोपशमेन च ॥
॥ एतत्सर्वं गुरौ भक्त्या पुरुषो ह्यंजसाजयेत् ॥५१॥

આત્મા અને અનાત્માના વિવેકથી શોક તથા મોહને જીતવા. મહાત્માઓની ઉપાસનાથી દંભને જીતવો અર્થાત્ સંતજીવન્મુક્ત પુરૂષના સમાગમથીજ દંભ નષ્ટપ્રાય થાય છે. યોગના અંતરાયને મૌન વડે જીતવા, શરીર વીગેરેનો વ્યાપાર છોડી દેવાથી હિંસાને જીતવી, કોઇ પ્રાણીએ આપેલા દુઃખને તે પ્રાણીના ઉપર દયા રાખીને જીતવું, દૈવથી (પ્રારબ્ધ) થયેલા દુઃખને સમાધિથી જીતવું. દેહમાં ઉત્પન્ન થયેલા દુઃખને યોગના બળથી જીતવું, સત્વગુણી પદાર્થોના સેવનથી

નિદ્રાને જીતવી. રજોગુણ તમોગુણને સત્વગુણથી જીતવા, અને સત્વ-ગુણને ઉપશમવૃત્તિથી જીતવો, આતો પ્રત્યેકના જયને ખાતર પ્રત્યેકના જુદા જુદા ઉપાયો કહ્યા. પરંતુ મહાન્ વિજયી એવા તત્વવેત્તા સંતસદ્‌ગુરૂની એક પ્રેમભક્તિથીજ માણસ એ સર્વને અનાયાસે જીતી શકે છે.

॥ यस्यसाक्षाद्भगवति ज्ञानदीपप्रदे गुरौ ॥
॥ मर्त्यासद्धीःश्रुतं तस्य सर्वं कुंजरशौचवत् ॥८२॥
॥ एषवै भगवान्साक्षात् प्रधान पुरुषेश्वरः ॥
॥ योगेश्वरैर्विमृग्यांघ्रिर्लोको वै मन्यते नरम् ॥८३॥

જ્ઞાનરૂપી દિપકનો પ્રકાશ કરનાર સંતસદ્‌ગુરૂ કે જે સાક્ષાત પરબ્રહ્મ પરમાત્માનુજ રૂપછે. તેને જે પુરૂષ પોતાની દુર્બુદ્ધિથી મનુષ્ય લેખે તેણે જે જે શાસ્ત્રો સાંભળ્યાં હોય તે સઘળાં હાથીના સ્નાનની પેઠે નિરર્થકજ છે. જે સદ્દગુરૂ છે તેજ સાક્ષાત્ પ્રધાન (પ્રકૃતિ—બુદ્ધિ) અને પુરૂષના પણ ઇશ્વર અને યોગેશ્વરો પણ જેના ચર્ણનું સેવન કરે છે. તથા શોધન કરે છે. એવા સાક્ષાત્ ભગવાનજ છે. તેને મુર્ખજન મનુષ્ય કરીને માને છે.

॥ षड्वर्गसंयमैकांताः सर्वा नियम चोदनाः ॥
॥ तदंता यदिनो योगानावहेयुः श्रमावहाः ॥८४॥

નિયમો પાળવાની સઘળી આજ્ઞાઓ ષડુર્મિ અથવા ઇંદ્રિઓને જીતવાના ઉદ્દેશથીજ છે. અને છ ઇન્દ્રિઓ જીતાયા છતાં પણ જો તેઓથી ધ્યાન ધારણા, અને સમાધી ના થાયતો તે સઘળી આજ્ઞાઓ કેવલ શ્રમ આપનારીજ છે. એમ સમજવું.

॥ यथा वार्तादयो ह्यर्था योगस्यार्थं न बिभ्रति ॥
॥ अनर्थाय भवेयुस्ते पूर्तमिष्टं तथाऽसतः ॥५५॥

જેમ ખેડ અને વ્યાપાર વિગેરે આજીવીકાઓ તથા તેનાં ફ્લો મોક્ષ કે જે યોગનું ફ્લ છે. તેને આપી શકતાં નથી. પણ ઉલટાં જન્મ મર્ણને આપનારાંજ થાય છે. તેમ બહિરમુખ માણસને યજ્ઞ, વાવ, કુવા, વીગેરે ઇષ્ટાપૂર્ત કામો પણ જન્મમર્ણ આપનારાંજ છે.

॥ यश्चित्तविजये यत्तः स्यान्निः संगोऽपरिग्रहः ॥
॥ एको विविक्तशरणो भिक्षुभिक्षामिताशनः ॥५६॥

ચીત્તને જીતવાના ઉદ્યોગમાં લાગેલાએ **સંન્યાસી** થઇ એકલુંજ ફરવું. કોઇનો સંગ કરવો નહિં. કશી વસ્તુનો પરિગ્રહ રાખવો નહિં. એકાન્તમાં રહેવું. અને ભિક્ષા માગીને જે કાંઇ થોડુંક મળે તે ખાઇને રહેવું.

॥ देशे शुचौ समे राजन् संस्थाप्यासनमात्मनः ॥
॥ स्थिरं समं सुखं तस्मि न्नासीतर्ज्वंग ॐ मिति ॥५७॥

પવિત્ર અને સમાનભૂમિમાં પોતાનું સ્થિર અને સમ આસન સ્થાપી. તે ઉપર સરલ અંગથી બેસી ૐકારનું ઉચ્ચારણ કરતાં સુખ થાય તેમ કરવું. ( **दिर्घं प्रणवमुच्चार्यं मनोराज्यं विजीयते.** એવા ૐકારનો દિર્ઘ ઊચ્ચાર કરતાં મનોરાજ્ય જીતાય છે. )

॥ प्राणापानौ सन्निरुंध्यात्त् पूर कुंभक रेचकः ॥
॥ यावन्मनस्त्यजेत्कामान् स्वनासाग्रनिरीक्षणः ॥५८॥

જયાંસુધી મન સઘળી કામનાઓને છોડી દે ત્યાં સુધી પોતાના

નાકની અણીઉપર દ્રષ્ટિ રાખી પુરક, કુંભક, અને રેચકથી પ્રાણ તથા અપાનવાયુને રોકવા જોઇએ.

॥ यतो यतो निःसराति मनः कामहतं भ्रमत् ॥
॥ ततस्तत उपाहृत्य हृदि रुंध्याच्छनैर्बुधः ॥५९॥

કામનાથી ખરાબ થયેલું અને ભટકતું મન જે જે વિષય તરફ નીકળીને ભાગે ત્યાં ત્યાંથી પાછું વાળીને તેને સમજુ માણસે ધીરે ધીરે હૃદયમાંજ રોકવું.

॥ एवमभ्य सतश्चित्तं कालेनाल्पीयसा यतेः ॥
॥ अनिशं तस्य निर्वाणं यात्यनिंधनवन्हिवत् ॥६०॥

એ પ્રમાણે નિરંતર અભ્યાસ રાખનાર સંન્યાસીનું મન થોડા કાલમાંજ બળતણ વિનાના અગ્નિની પેઠે શાન્ત થઇ જાય છે.

॥ कामादिभिरनाविद्धं प्रशान्ताखिलवृत्तियत् ॥
॥ चित्तं ब्रह्मसुखस्पृष्टं नैवोत्तिष्ठेत कर्हिचित् ॥६१॥

કામાદીકથી પણ ક્ષોભ નહિ પામતુ અને સઘળી વૃત્તિઓ જેની શાન્ત થઇ હોય એવું ચિત્ત, બ્રહ્મસુખનો સ્પર્શ થવાને લીધે પાછું કદીપણ ઉઠતુ નથી.

॥ यः प्रव्रज्य गृहात्पूर्वं त्रिवर्गावपनात्पुनः ॥
॥ यदि सेवेत तान्भिक्षुः सवै वांताश्यपत्रपः ॥६२॥

જે ધણી પ્રથમ ધર્મ, અર્થ, અને કામના ક્ષેત્રરૂપ ઘરમાંથી નીકળીને પાછો ધર્મ, અર્થ, અને કામનું સેવન કરે તે સંન્યાસી વમન કરેલું ખાનારો અને નિર્લજ્જ સમજવો.

॥ यैःस्वदेहःस्मृतो नात्मा मर्त्यो विट्कृमिभस्मसात् ॥
॥ य एनमात्मसात्कृत्वा श्लाघयन्ति ह्यसत्तमाः ॥६३॥

જેઓએ પોતાના દેહને અનાત્મા, મરનાર, અને વિષ્ટા કીડાવાળો તથા ભસ્મરૂપ થનાર ધાર્યો હોય છે. તેવા કેટલાએક પાછા નીચ બનીને એ દેહને પોતાના આત્મારૂપ ગણીને તેની સ્તુતી કરાવે છે—અર્થાત્ દેહની કિર્તિમાં પોતાની કિર્તિ અને સુખ માને છે તે નીચ છે.

॥ गृहस्थस्य क्रियात्यागो व्रतत्यागो बटोरपि ॥
॥ तपस्विनो ग्रामसेवा भिक्षोरिन्द्रियलौल्यता ॥६४॥

ગ્રહસ્થ થઇને ક્રિયાનો ત્યાગ કરે, બ્રહ્મચારી થઇને બ્રહ્મચર્ય ના પાળે, વાનપ્રસ્થ થઇને ગામમાં રહે, અને સંન્યાસી થઇને ઇન્દ્રિઓના સ્વાદમાં લોલુપતા રાખે

॥ आश्रमापसदा ह्येते खल्वाश्रमविडंबकाः ॥
॥ देवमायाविमूढांस्तानुपेक्षेतानुकंपया ॥६५॥

તે આશ્રમો નીચ અને સાચા આશ્રમોના ચાળા પાડનારાછે. માટે દેવમાયાથી મોહ પામેલા તેઓની દયા લાવી ઉપેક્ષા કરવી.

॥ आत्मानं चेद्विजानीयात्परं ज्ञानधुताशयः ॥
॥ किमिच्छन्कस्य वा हेतो र्देहं पुष्णाति लंपटः ॥६६॥

જો પોતાને આત્મા પરમાત્મા પરબ્રહ્મ જાણતો હોય તો જ્ઞાનથી અવિદ્યા વિચાર વાસનાઓ ગળી જવાને લીધે પછી શી ઇચ્છાથી અને કોને સારૂ લંપટ બની દેહનું પોષણ ધારે ??

॥ आहुःशरीरं रथमिंद्रियाणि हयानभीषून्मनइंद्रियेषम् ॥
॥ वर्त्मानि मात्राधिषणां चसूतं सत्वंबृहद्बंधुरमीशसृष्टम् ९७
॥ अक्षं दशप्राणमधर्मधर्मौ चक्रेऽभिमानं रथिनं चजीवम् ॥
॥धनुर्हि तस्य प्रणवं पठन्ति शरंतुजीवं परमेव लक्ष्यम्॥९८॥

વિદ્વાનો કહે છે કે **શરીર** રથરૂપ છે. **ઈન્દ્રિઓ** ઘોડારૂપ છે. ઇન્દ્રિઓનું અધિપતિ **મન** તે **રેહેન** (વાગ) રૂપ છે. **શબ્દાદિક** વિષયો પોહોંચવાના **દેશ**રૂપ છે. **બુદ્ધિ** સારથી રૂપ છે. ઇશ્વરે ઉત્પન્ન કરેલું **ચિત્ત** રથના મોટા **બંધન** રૂપ છે. **દશપ્રાણ ધરી** રૂપ છે. **અધર્મ, ધર્મ** બન્ને **પૈડાં** રૂપ છે. અને અહંકારવાળો **જીવ** રથમાં બેસનાર **રથીન** છે.

॥ आत्मानं रथिनं विद्धि शरीरं रथमेव तु ॥
॥ बुद्धिं तु सारथिं विद्धि मनःप्रग्रहमेव च ॥
॥ इन्द्रियाणि हयानाहु र्विषयां स्तेषु गोचरान् ॥
॥ आत्मेन्द्रिय मनोयुक्त भोक्तेत्याहुर्मनीषिणः ॥क०उ०॥

આત્મા (જીવ) ને રથનો સ્વામી જાણ, અને શરીરને રથ જાણ. બુદ્ધિને તો સારથી જાણ, અને મનને રાશ (દોરી) જાણ, ઇન્દ્રિઓને અશ્વો કહે છે. તેઓના (પંચ) વિષયોને માર્ગ કહે છે. શરીર ઇન્દ્રીયો અને મન સહીત આત્માને વિવેકીજનો ભોક્તા ભોગ કહેછે.

ૐકાર ધનુષ્ય રૂપ છે, શુદ્ધ (અધિકારી) જીવ બાણરૂપ છે. અને પરબ્રહ્મ નિશાનરૂપ છે. (જેમ ધનુષથી બાણ નિશાન ઉપર જાય છે. તેમ ૐકારથી શુદ્ધ જીવ પરબ્રહ્મમાં જાય છે. અહીંયાં પણ

શ્રુતિ છે કે; प्रणवो धनुशरोह्यात्मा ब्रह्मतल्लक्षमुच्यते ॥ अप्रमत्तेन वेद्धव्यं शरवत्तन्मयोभवेत् ॥ श्रुतेः ॥ એનો અર્થ પણ ઉપર પ્રમાણેજ છે, માટે ૐકાર સ્વરૂપી પરમાત્મા સર્વે જીવોનુ ઉપાસ્ય છે.

॥ रागो द्वेशश्च लोभश्च शोकमोहौभयं मदः ॥
॥ मानोऽवमानोऽसूया च मायाहिंसा च मत्सरः ॥६९॥
॥ रजःप्रमादःक्षुन्निद्रा शत्रवस्त्वेवमादयः ॥
॥ रजस्तमःप्रकृतयःसत्वप्रकृतयःक्वचित् ॥७०॥

રાગ, દ્વેશ, લોભ, શોક, મોહ, ભય, મદ, માન, અપમાન, અસૂયા (ગુણમાં દોષનો આરોપ) માયા, હિંસા, મત્સર, અભિનિવેશ, પ્રમાદ, ક્ષુધા, અને નિદ્રા વીગેરે રજોગુણ તમોગુણના સ્વભાવો તે શત્રુરૂપ છે. અને કોઇ વખતે પરોપકાર વીગેરે સત્વગુણના સ્વભાવો પણ શત્રુરૂપ દેખાવ આપે છે.

॥ यावन्नृकायरथमात्मवशोपकल्पं,
॥ धत्तेगरिष्ठचरणार्चनयानिशातम्॥
॥ ज्ञानासि मच्युत बलोद्धदस्तशत्रुः
॥ स्वाराज्य तुष्टउपशान्त इदंविजह्यात् ॥७१॥

જ્યાં સુધી આ મનુષ્ય દેહરૂપી રથનાં ઇન્દ્રીયાદીક અંગો સ્વાધીન હોય ત્યાં સુધીમાં ગુરૂના ચરણની સેવાથી સજેલા જ્ઞાનરૂપી ખડગથી શત્રુઓનો નાશ કરી શાન્ત અને આત્માનંદથી સંતુષ્ટ રહી માત્ર ગુરૂપરમાત્માનોજ આશ્રય લેઇને ઉપર કહેલા રથાદીકની ઉપેક્ષાજ કરી જોઇએ, પરમાત્મા સદ્ગુરૂનોજ આશ્રય એ સર્વોત્તમ

સાધન છે. (ગુરૂ તત્વજ્ઞાની જીવન્મુક્ત સંતપુરૂષ.)

॥ नोचेत्प्रमत्तमसदिंद्रियवाजिसूता
॥ नीत्वोत्पथं विषयदस्युषुहिक्षिपंति ॥
॥ ते दस्यवःसहयसूतममुंतमोऽधे
॥ संसार कूपउरु मृत्युभयेक्षिपंति ॥७२॥

ભગવાનનો આશ્રય ના લીધો હોય તો બહિર્મુર્ખ ઇન્દ્રિયરૂપી ઘોડા અને બુદ્ધિરૂપ સારથી ગાફલપુરૂષને અવળા માર્ગમાં (પ્રવૃત્તિ માર્ગમાં) લઇ જઇને વિષયરૂપી ચોર લોકોની મંડળીમાં નાંખે છે. પછી એ ચોર લોકો ઘોડા અને સારથી સહીત એ પુરૂષને ઘાડ અંધારાવાળા અને મૃત્યુની બહુ બીકવાળા સંસારરૂપી ઊંડા કુવામાં નાખી દેછે.

॥ प्रवृत्तं च निवृत्तं च द्विविधं कर्म वैदिकम् ॥
॥ आवर्तेत प्रवृत्तेन निवृत्ते नाश्नुतेऽमृतम् ॥७३॥

પ્રવૃત્ત અને નિવૃત્ત એ બને પ્રકારનું કર્મ વેદમાં વર્ણવેલું છે, તેમાં પ્રવૃત્ત કર્મથી સંસારમાં ફેરા થાય છે. અને નિવૃત્ત કર્મથી મોક્ષ મળે છે.

॥ हिंस्रं द्रव्यमयं काम्यमग्निहोत्राद्यशांन्तिदम् ॥
॥ दर्शश्च पूर्णमासश्च चातुर्मास्यं पशुःसुतः ॥७४॥
॥ एतदिष्टं प्रवृत्ताख्यं हुतं प्रहुतमेव च ॥
॥ पूर्तं सुरालयाराम कूपाजीव्यादिलक्षणम् ॥७५॥

હિંસાવાળા શ્યેન યાગાદીક અગ્નિહોત્ર, દર્શ, પૂર્ણમાસી, ચાતુર્માસ, પશુયાગ, સોમયાગ, વૈશ્વદેવ, અને બલિહરણ ઇત્યાદીક કર્મો કે જે પદાર્થોનો ઉપયોગ કરવાથી થાય તેવાં છે. તે **ઇષ્ટકર્મ** કહેવાય છે, અને દેવાલય, બગીચા, કુવા, તથા પરબ બંધાવવા વીગેરે કર્મો **પૂર્તકર્મ** કહેવાય છે એજ કર્મો જો સકામ અને અત્યંત આસક્તિ ભરેલાં કરવામાં આવે તો **પ્રવર્ત્ત** કહેવાયછે. પ્રવૃત્ત કર્મ કરનારો પુરૂષ ચરૂ અને પુરોડાશાદીકના સુક્ષ્મ ભાગથી બનેલો દેહ ધરીને ધુમના દેવ પાસે જાયછે. ત્યાંથી રાત્રીના અભિમાન દેવ પાસે જાયછે. ત્યાંથી કૃષ્ણ પક્ષના દેવ પાસે જાય છે. ત્યાંથી દક્ષિણાયનના દેવ પાસે જાય છે. અને ત્યાંથી ચન્દ્ર લોકમાં જાય છે. એટલે સુધી ચઢીને પાછો ભોગના ક્ષયથી ઉત્પન્ન થયેલા શોકાગ્નિથી દુગલો થઇને વૃષ્ટિરૂપ દ્વારે ઔષધી, લતા, અન્ન અને વિર્યમાં અનુક્રમથી આવી આ સંસારમાં જન્મે છે. પ્રવૃત્ત કર્મનો માર્ગ આવી રીતે **પુનર્જન્મ** આપે છે.

**॥ निशेकादिश्मशानांतैः संस्कारैः संस्कृतो द्विजः ॥**

**॥ इन्द्रियेषु क्रियायज्ञान् ज्ञानादिपेषु जुव्हति ॥७६॥**

ગર્ભાધાન સંસ્કારથી માંડીને મર્ણ પર્યંતના સંસ્કારો જેને થયા હોય. એવો બ્રાહ્મણ ક્ષત્રી વૈશ્ય આ પ્રવૃત્ત કર્મ કરવાને અધિકારીછે. ( હવે નિવૃત્ત કર્મ વીશે કહે છે ) જ્ઞાની પુરૂષો ઇન્દ્રિઓના વ્યાપાર રૂપ ઇષ્ટ અને પૂર્ત વીગેરેને ઇન્દ્રીઓમાં હોમેછે. એટલે એ ઇષ્ટ વીગેરે કર્મો ઇન્દ્રીઓથી જુદા નથી એમ જાણે છે–એવીજ રીતે ઇન્દ્રીઓને સંકલ્પવિકલ્પ રૂપમનમાં હોમે છે—વિકારવાળા મનને વાણીમાં હોમે છે. (કારણ કે વેદની આજ્ઞાથી મનમાં કર્તૃત્વાદિક વિકાર ઉત્પન્ન થાય છે ) વાણીને અક્ષરોના સમુદાયમાં હોમે છે–અક્ષરોના સમુદાયને

**अकार, उकार, मकार,** વાળા નાદમાં હોમે છે--નાદને **બિંદુમાં** હોમે છે. બિંદુને પ્રાણુમાં અને પ્રાણુને પરબ્રહ્મમાં હોમેછે. આ પ્રમાણે નિવૃત્ત કર્મ કરી જ્ઞાનમાં નિષ્ઠા રાખનાર પુરૂષ પ્રથમ અગ્નિ દેવની પાસે જાયછે. ત્યાંથી સૂર્યદેવની પાસે જાયછે. ત્યાંથી દીવસના અભિમાની દેવની પાસે જાય છે. ત્યાંથી દિવસના અંતમાં થઈ શુકલ પક્ષના દેવની પાસે જાય છે ત્યાંથી શુકલપક્ષના અંતમાં થઇ ઊત્તરાયણુના દેવની પાસે જાય છે અને ત્યાંથી બ્રહ્માની પાસે જાયછે, બ્રહ્મલોકમાં રહી ત્યાંના ભોગ ભોગવ્યા પછી પોતે કે જે સ્થુલદેહની ઉપાધિવાળો **विश्व** ( જીવ ) છે તે સ્થુલનો સુક્ષ્મમાં લય કરી સુક્ષ્મ ઉપાધિવાળો **तैजस** ( જીવ ) થાય છે. પછી સુક્ષ્મનો કારણુમાં લય કરી કારણુ શરીરની ઉપાધિવાળો **प्राज्ञ** થાય છે. કારણુ શરીરનો, ત્રણે શરીરમાં વ્યાપક એવા સ્વયંપ્રકાશ ચૈતન્ય ચિંતામણી **साक्षी** (ઇશ્વર) સ્વરૂપમાં લય કરી પોતે ચોથાપદમાં ત્રણે દેહની જોડણીમાંથી જુદો પડે છે. (દ્રશ્ય પદાર્થોનો વિલય થતાં શુદ્ધ આત્મા બની મુક્ત સ્વરૂપ જાણી આનંદ અનુભવે છે ) આ માર્ગ કે જેમાં ઉપર ઉપર કહેલા અનુક્રમ પ્રમાણે પ્રાપ્તિ થાય છે—તેને **દેવયાન** માર્ગ કહેવાય છે—આત્માનુંજ યજન કરનાર, આત્મામાંજ રહેલો અને પરમશાન્તિ પામેલો પુરૂષ આ માર્ગે જઇ પાછો સંસારમાં જન્મતો નથી. વેદશાસ્ત્રમાં વર્ણવેલો આ **પિતૃયાન—અને દેવયાન** નામના બે માર્ગને શાસ્ત્ર રૂપ ચક્ષુથી જે જાણે છે. તે પુરૂષ દેહમાં રહ્યા છતાં પણ મોહ પામતો નથી.

**॥ आदावन्ते जनानां सद्बहिरंतःपरावरम् ॥**

**॥ ज्ञानंज्ञेयं वचो वाच्यं तमोज्योतिस्त्वयं स्वयम् ॥७७॥**

લોકોના આદિમાં રહેનાર, તથા અંતમાં રહેનાર, ભોગ્ય—ભોક્તા, ઉંચ,નીચ, જ્ઞાન, જાણવા યોગ્ય, શબ્દ, અર્થ, અપ્રકાશ અને પ્રકાશ એ સઘળું **જ્ઞાની** પોતેજછે. એટલે **જ્ઞાની** પુરૂષ પોતાથી બીજા કશું પણ દેખે નહિં. કે જેથી તેમને બીજા પદાર્થોનો મોહ પણ થાય નહિં. પ્રતિબિંબાદિક આભાસ પદાર્થ જો કે તર્કના વિરોધને લીધે સર્વ પ્રકારે ખોટો ઠરે છે. તોપણ જેમ એક વસ્તુરૂપથી માનવામાં આવે છે. તેમ ઇન્દ્રિઓથી જાણવામાં આવતો સંસાર પણ કોઇપ્રકારના યોગ્ય તર્કથી સિદ્ધ થતો નથી- અર્થાત્ ખોટો ઠરે છે. તોપણ જાણે એક કોઈ પદાર્થ હોય એમ કલ્પાએલો છે.

॥ क्षित्यादीनामिहार्थानां छाया न कतमापि हि ॥
॥ न संघातो विकारोऽपि न पृथङ्नान्वितो मृषा ।७८।

પૃથ્વી વિગેરે પાંચભૂતોની જેમાં એકયતા થયેલી માનવામાં આવે છે. એવો દેહાદિક પદાર્થ, પાંચભૂતના સંગાથી કાર્ય કે પરીણામ (રૂપાંતર)માંથી કોઇ પ્રકારનો ઠરતો નથી. જેમ વૃક્ષનો સંઘાત વન કહેવાય છે. તેમ દેહ જો પાંચભૂતનો સંઘાત હોય તો દેહનો એક ભાગ ખેંચાયાથી સઘળા ભાગ ખેંચાય છે. તે ખેંચાવા ઘટતા નથી. કેમકે એક વૃક્ષ ખેંચાવાથી સઘળું વન ખેંચાતું નથી દેહ પાંચભૂતનું કાર્ય એટલે તેઓમાથી બનેલા વિકારરૂપ હોયતો તે પોતાના અવયવોથી જુદો છે કે તેઓમાં મળેલો છે ??? એ વિચાર કરતાં કાંઇપણ કહિ શકાતું નથી. અને પાંચભૂતના પરિણામ રૂપ હોય તોપણ એજ વાંધો નડે છે. માટે દેહ ખોટો છે. એમ નિશ્ચયજ થાય છે. દેહ પોતાના અવયવોથી જુદોતો નથી. કેમકે તે પ્રમાણે જોવામાં

આવતું નથી. તેમ તેઓમાં મળેલો પણ કહી શકાતો નથી કેમકે મળેલો હોયતો તે દરેક અવયવમાં સઘળો મળેલો છે કે અંશથી મળેલો છે ?? એ પ્રશ્ન ઊઠે છે તેનો યોગ્ય ખુલાસો થઇ શકતો નથી. દરેક અવયવમાં સઘળો મળેલો છે એમ કહીએ તો એક આંગળીને પણ દેહ માનવો જોઇએ. અને અંશથી મળેલો છે. એમ કહિએ—તો અંશના અંશ અને તેના અંશ એવી કલ્પના કરવામાં **અનવસ્થા** દોષની પ્રાપ્તિ થાય છે. માટે દેહાદિક પદાર્થ મીથ્યાજ છે એવો સત્ય નિશ્ચય સિદ્ધાંત છે. ( એ પ્રમાણે દેહાદિકનું મિથ્યાપણું કહીને હવે તેના કારણ રૂપ પૃથ્વી વિગેરે પાંચ ભુતનું પણ મિથ્યાપણું કહે છે ) પાંચ ભૂત પણ અવયવી પદાર્થ છે તેથી અવયવો વિના તેઓનું નોખુ નિરૂપણ થઇ શકે એમ નથી. માટે અવયવી એ કાંઇ વસ્તુજ નથી. એમ નિશ્ચય થાય છે. અને અવયવી જ્યારે ખોટો ઠરે ત્યારે છેલીવારે અવયવ પણ ખોટા ઠર્યા વિના રહેજ નહિ—કેમકે અવયવીની પ્રતિતીવીના બીજા કોઇ પ્રમાણથી અવયવ સિદ્ધ થાય તેમ નથી.

જોકે વાસ્તવીક રીતે એક પરમાત્મા શિવાય બીજી કોઇ વસ્તુજ સિદ્ધ સત્ય ઠરતી નથી અને સત્ય ઠરતી નથી ત્યારે તેઓમાં પરસ્પર ભેદમાનવો એ પણ વ્યર્થજ છે. અને કદાચ ભેદમાનીએ તો પણ તે ભેદજ્યાં સુધી અવિદ્યાની નિવૃત્તિ ન થઇ હોય ત્યાંસુધી ટકી શકે છે. એવી રીતે ભેદ માનવામાં પણ કોઇ વસ્તુ સ્થાયીછે. એમ સિદ્ધ થતુંજ નથી. કેમકે પદાર્થો નદિના પ્રવાહોની પેઠે ક્ષણેક્ષણે બદલાતા જાય છે. એવો નિત્ય પ્રલયનો પણ સિદ્ધાંત છે. એ સિદ્ધાંતમાં પણ એવું ઠરેલું છે કે પદાર્થોનું સ્થાયીપણું નહિં છતાં પણ

**"આ પદાર્થ તો એનો એજ છે"** એમ જે કહેવાય છે. તે તો પૂર્વ પદાર્થના જેવોજ બીજો પદાર્થ થાય છે—તેથી સરખાપણાને લીધે-ઉત્પન્ન થએલી ભ્રાન્તિથી કહેવાય છે. આ સાદૃશ્યની ભ્રાન્તિ જ્યાંસુધી અવિદ્યા મટી ન હોય ત્યાં સુધીજ રહે છે. અવિદ્યા મટી જાય ત્યારે તો સઘળું દ્વૈતમિથ્યાજ ઠરે છે—એટલે પછી ભ્રાન્તિનો અવકાશજ નથી. સ્વપ્ન મીથ્યા સમજાતાં જાગૃતનોજ અનુભવ છે. અદ્વૈતસ્થિતીમાં તો શાસ્ત્રમાં કહેલા વિધિ નિષેધ પણ સ્વપ્નમાં થતી જાગૃત અને સુષુપ્તીની પેઠે મિથ્યા ભૂતજ છે.

**॥ भावाद्वैतं क्रियाद्वैतं द्रव्याद्वैतं तथात्मनः ॥**
**॥ वर्तयन्स्त्रानु भूत्येह त्रीन्स्वप्नान्धुनुते मुनिः ॥७९॥**

ભાવાદ્વૈત, ક્રિયાદ્વૈત, અને દ્રવ્યાદ્વૈતની યથાર્થ ભાવના કરનારો મુની પોતાના સ્વરૂપના અનુભવથી જાગૃત વીગેરે ત્રણેઅવસ્થાનો અનુક્રમે ત્યાગજ કરે છે. જેમ વસ્ત્ર એ કાંઇ ચીજ નથી પણ તંતુજ ખરી ચીજ છે. તેમ જાગૃત એ કાંઇ ચીજ નથી. પણ પરબ્રહ્મજ ખરી ચીજ છે. એવી રીતે ભેદને મિથ્યા સમજીને કાર્યવસ્તુ અને કારણ વસ્તુની એકતા વિચારવી એ **ભાવાદ્વૈત** કહેવાય છે. આ ભાવાદ્વૈતનાં ભાવના કરવાથી વસ્તુઓમાં ભેદ બુદ્ધિરૂપ સ્વપ્ન પણ મટે છે. મન, વાણી, અને શરીરથી કરેલા કર્મો સાક્ષાત પરબ્રહ્મને અર્પણ કરી દેવાં એ **ક્રિયાદ્વૈત** કહેવાય છે. પામવાને ધારેલાં ફળો-ની જુદાઇથી ક્રિયાઓની જુદાઇ થાય છે પણ ઇશ્વરને અર્પણ કરી દેવામાં ફળની જુદાઈ રહેતી નથી. તેથી તેને ક્રિયાદ્વૈત ગણ્યું છે. આ ક્રિયાદ્વૈતની ભાવના કરવાથી કર્મમાં ભેદ સમજવારૂપ બીજું સ્વપ્ન પણ મટે છે.

પોતે સ્રીપુત્રાદિક અને બીજાં પણ સર્વ પ્રાણીઓના દેહ પંચ ભૂતાત્મકપણાથી એક રૂપ છે, અને ભોક્તા પણ પરમાત્મા હોવાને લીધે એક રૂપ છે માટે તેઓના અર્થ અને કામ પણ એકજ રૂપ છે. એમ વિચારવું એ દ્રવ્યાદ્વૈત કહેવાય છે, આ દ્રવ્યાદ્વૈતની ભાવના રાખવાથી "મારા કર્મથી થએલુ આ ફળ મારેજ ભોગવવાનું છે" એમ સમજવારૂપ ત્રિજુ સ્વપ્ન પણ ઘટે છે.

॥ यद्यस्य वाऽनिषिद्धं स्याद्येनयत्र यतोन्नृप ॥
॥ स तेनेहेत कर्माणि नरो नान्यैरना पदि ॥८०॥
॥ एतैरन्यैश्च वेदोक्तै र्वर्तमानः स्वकर्मभिः ॥
॥ गृहेऽप्यस्य गतिं यायाद्राजंस्तद्भक्तिभाङ्नरः ॥८१॥

(આગળ કહેલા આશ્રમ સબંધી ધર્મોને પુન;સંક્ષેપથી કહેછે) જે ઉપાયથી જેની પાસેથી અને જયાં જે દ્રવ્યની જે પુરૂષને શાસ્ત્રમાં મના કરી નથી તે ઉપાયથી તેની પાસેથી અને ત્યાં તે દ્રવ્યથી તે પુરૂષે કર્મ કરવાં કષ્ટના સમય વગર આથી બીજી રીત પકડવી નહીં. આગળ કહેલાં અને બીજાં પણ વેદોક્ત કર્મથી વર્ત્તનાર અને ભગવાનની ભક્તિ કરનાર માણુસ ઘરમાં રહેતાં છતાં પણ ભગવાનની ગતી અર્થાત્ જીવન્મુક્ત સ્થીતીના અનુભવને પામે છે. આતો સર્વને સારૂ સાધારણ વાત છે પણ ભક્તને તો ભક્તિજ સર્વ પુરૂષાર્થ આપેછે.

॥ धर्मस्ते गृहमधीयो वर्णितः पापनाशनः ॥
॥ गृहस्थो येन पदवी मंजसा न्यासिनामियात् ॥८२॥

પાપનો નાશ કરનાર, ગૃહસ્થાશ્રમ સબંધી ધર્મ મેં તમારી

પાસે કહયો કે જે ધર્મ પાળવાથી ગૃહસ્થને અનાયાસે સંન્યાસીઓની પદવી પ્રાપ્ત થાય છે.

॥ त्वं ब्रह्मा त्वं च वै विष्णुस्त्वं रुद्रस्त्वं प्रजापतिः ॥
॥ त्वमग्नि र्वरुणो वायुस्त्वमिन्द्रस्त्वं निशाकरः ॥ श्रुतेः ॥
॥ सब्रह्मा सशिवः सेन्द्रः सोऽक्षरः परमःस्वराट् ॥
॥ सएव विष्णुः सप्राणः सकालाग्निः सचन्द्रमाः ॥ श्रुतेः॥
॥ सर्व भूतस्थ मात्मानं सर्व भूतानि चाऽऽत्मनि ॥
॥ संपश्यन् ब्रह्म परमं यातिनान्येन हेतुना ॥ श्रुतेः ॥

॥ ॐ ॐ ॐ संपूर्णमिदम् ॥ ॐ ॐ ॐ

॥ ॐ तत्सत्ब्रह्मार्पणम् ॥



